# કથનાવળી.

એટલે,

## કેહેવતોનો સંગ્રહ.

**मगनलाल वखतचंदे**

એકઠી કરેલી ૧૯૦૨

તે

પોતે સુધારી તથા તેમાં બીજી કેહેવતો ઉમેરીને

આશરે ૧૮૦૦ કેહેવતોની આ ચોપડી

તૈયાર કરી.

**આવૃત્તિ પાંચમી.**

---


## અમદાવાદ મધ્યે.

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ

આર્યોદય છાપખાનામાં

**છપાવી.**

---

સને ૧૮૮૩. સંવત ૧૯૩૯.

કીમત ચાર આના.

# પ્રસ્તાવના.

આગળ ત્રવાડી દલપતરામ ડાહ્યાભાઇએ "કથનસપ્તશતિ" એટલે સાતસેં કેહેવતોની ચોપડી કરી હતી, પણ તેમાં ઘણીએક કેહેવતો રહી ગયેલી છે. તેથી ગૂ૦ વ૦ સોસાઇટીના સેક્રેટેરી ડાકતર જ્યાર્જ સીવર્ડ સાહેબની આજ્ઞાથી એ રહી ગએલીમાંની ઘણીએક કેહેવતો મગનલાલ વખતચંદે એકઠી કરી, તેનું નામ "કથનાવળી" એટલે કેહેવતની હાર પાડયું. આ કથનાવળીમાં ૧૮૦૦ અઢારસેંથી વધારે કેહેવતો છે, ને કથનસપ્તશતિની પેઠે તેનાં ત્રણ પ્રકરણ કર્યાં છે. પહેલા પ્રકરણમાં એક પદની, બીજામાં બે પદની, ને ત્રીજામાં ચાર પદની કેહેવતો છે.

કેહેવત એ ત્રણ પ્રકારની બનેલી હોય છે. તેમાં એક તો કાંઈ અચંબા જેવું કારજ નિપજે ને તેનો સાર નીકળે તે સાર કોઈ કોઈ વખત કેહેવતમાં ભળી જાય છે, ને તે પછી કેહેવત કેહેવાય છે. જેમ કે એક બુઢ્ઢી એક પાઇયો લેઈને વેચવા ગઇ, ને બધે ફરી કે, "લ્યો ખાટ, લ્યો ખાટ" પણ કોઇએ લીધો નહિ. અથડાઈને ઘેર આવી પાડોશણને કહ્યું કે; બધે ફરી આવી પણ કોઈયે મારો ખાટ લીધો નહિ. ત્યારે પાડોશણે કહ્યું કે, "નહિ આડીઆ નહિ ઉભીઆ લ્યો બીબીખાટ" તે કોણ લે. ને એ પાયાને ખાટ ન કહેવાય. એ પ્રમાણે કેહેવત પડી. બીજી રીત એ કે કોઈ કવિ લોકો

જોડકણાંથી બનાવે છે. ને ત્રીજી એ કે પદાર્થના ધર્મ ઉપ-રથી કેહેવતો પડે છે. જેમ કે, નેવનાં પાણી મોભે ન જાય, વાડવિના વેલો ન ચડે. ઈત્યાદિ.

સર્વે દેશના લોકોમાં કેહેવતો હોય છે, ને તે વાત ચિત કરતાં બોલવામાં આવેછે. કોઇક દેશમાં તો બોલવામાં નરી કેહેવતોજ બોલેછે. એ રીત ઉપયોગી છે, શાથી જે બોલવામાં કેહેવતો લાવ્યાથી બોલવું મજબુતી પકડે છે, તથા શોભી ઉઠે છે, ને વાત બંધ બેસે છે. માટે કેહેવતો જાણવી તે જરૂર છે.

અમદાવાદ તા. ૧૭મી માહે ડિસેમ્બર સન ૧૮૫૧, સંવત ૧૯૦૮ ના માગસર વદી ૧૦ બુધવાર.



# કથનાવળી.



અક્કલ અંધારે વ્હેંચાણી છે.
અક્કલના દુશ્મન બેવકુફ.
અક્કલ બડી કે ભેંશ.
અક્કલ વેચાથી મળતી હોય તો કોઇ મૂર્ખ ન રહે.
અગ્નિમાં નાખ્યું હાથ ન આવે.
અડક પારેખની ને જાત હજામની.
અડધી મૂકીને આખીને ન ધાવું.
અઢારે પોશાગના સ્વામી.
અણકમાઉ ને ઉન્હાં પાણી.
અણ વીંધેલું મોતી નીવડયે વખાણ.
અણસમજુ તે આડો કહે.
અણી ચુકયો સો વરસ જીવે.
અતિ ડાહ્યો તે અતિ ખરડાય.
અતિ લોભ તે પાપનું મૂળ.
અતિશે જૂઠ તે પાપનું મૂળ.
અતિશે સર્વે અસાર.
અધુરો ઘડો છલકાય.
અનબનાં ઈડાં આશાએ પાકે.
અન્ન સમા પ્રાણ.
અન્ન તેને પુન્ય ને રાંધનારને ધૂમાડો.
અપવાસીને ઘેર ઢોકળાં.

અબી બોલ્યા અબી ફોક.
અમથાભાઇ કરમના આગળા, કે પરણ્યા પહેલા માં-
ડવા લાગ્યા.
અમદાવાદની શેરી સાંકડી છે.
અમૃત પીતાં કોઈ ધરાય નહિ.
અલ્લાને સાટે મુલ્લાં પરણ્યા.
અવસર ચુક્યા મેઉલા (અથવા મેવુલા)
અવસરનાં ગીત અવસરે ગવાય.
અશકનું મૂલ નહિ.
અશકનો માર્યો ઠીકરામાં ખાય.
અહાર એવો ઓડકાર.
આકાડોકાની ગાલ્લી.
આકીન બડા કે દેવ.
આંખ આડા કાન.
આંખ કાણી કરવી પણ દિશ કાણી ન કરવી.
આખલો વકર્યો ઉકરડો ઉછાળે.
આખી રાત દળીને કૂલડીમાં વાળ્યું.
આખો લાડવો મ્હોમાં ન પેસે.
આખું કોહોળું શાકમાં?
આગળ જઇને પાછળ પડવું.
આંગળી દેખાડતાં પુંચો ગળે.
આંગળી ઘેંશ ને વેહેલે બેશ.
આંગળી બતાવ્યાનું પણ પુન્ય.
આંગળી સૂઝીને થાંભલો ન થાય.
આંજી ખમાય પણ દેખી ન ખમાય.

આટા ઢીલા ને બંદા માનકારીગર.
આટો ને આવરદા (સરકારમાં લડતાં લડતાં જોઇએ.)
આટો વેચીને ગાજર ખાધાં.
આઠ વાર ને નવ તેહેવાર.
આડી વાટની ધૂળ.
આડો રહીને મૂતર પીએ પણ સીધો રહીને દૂધ ન પીએ.
આણું કરવા ગયો ને વહુ ભૂલી આવ્યો.
આથમતાને કોઇ ન માને.
આંધળા આગળ આરશી ને બેહેરા આગળ શંખ.
આંધળાનું છીનાળું ને ઘર સુધી વળાવું.
આંધળામાં કાણો રાજીઓ.
આંધળું ગુમડું.
આંધળો આંખને શું કરવા રૂવે (દેખાતું હોય તો.)
આંધળો ક્યાં અથડાય તો કે ભીંતે.
આંધળો છીનાળવો પોતાનું ઘર મારે.
આંધળો દળે કે ગાય.
આંધળો દળે ને કૂતરો ચાટે.
આપ મુઆ વિના સ્વર્ગે ન પહોંચાય.
આપવા લેવાનાં કાટલાં જૂદાં.
આપ ભલા તો જગ ભલા.
આપ વીતી સર્વે જાણે, પર વીતી કોઈ ન જાણે.
આપી મત ને દીધી શીખામણ. (કેટલી ઘડી?)
આપ્યું ને તાપ્યું કાંઈ બેશી રહેતું નથી.
આપે તેનો પાડ.
આંબાને ઈટાળો મારે તોપણ ફળ આપે.
આંબુ ખાતાં જાંબુ ગયું.

આભને કાંઈ થાંભલા નથી.
આમણની પુંજી દામણમાં.
આળસુનાં ઢોર ફોશીએ વાળ્યાં.
આવરદાનો ઉધારો પણ રંડાપો તો રોકડો.
આવવાની ચાર દિશા ને જવાની બારે વાટ.
આવે ત્યારે ગદબદ નીકર સો સો.
આવો જાવો ને ઘર તમારાં (કેહેવાનાં.)
આશરવાદનો ઉધારો શો?
આશા ઉમરની ને ઘડી સોનાની.
આહાર તેને ભાર ને રાંધનારોને ધૂમાડો
ઇટાળાના દેવ ને ધંતુરાની પાત્રી.
ઇંદ્રિયો જીતો તેણે સર્વ જીત્યું.
ઇનસાફ છે તે લુલો છે, જેમ ફેરવે તેમ ફરે.
ઇનસાફને કાંઇ હાથ પગ નથી.
ઉકરડામાં સાંઢ મૂતર્યો.
ઉકરડીને વધતાં વાર શી?
ઉગતાને સઉ માને.
ઉછીતાની મા મુઇ.
ઉજડ ગામમાં એરંડો પ્રધાન.
ઉજળે લૂગડે ડાઘ બેસે.
ઉજળે લૂગડે વેહેવારીઓ.
ઊધટીઓ અને જુગટીઓ સાચું ન બોલે.
ઊંઘતો બોલે પણ જાગતો ન બોલે.
ઊંધને પાણી નીચે ઉતરે.
ઊંઘને વેચીને ઉજાગરો લીધો.
ઊંચે આભ ને નીચે ધરતી.

ઊંચેથી પડી ઠેઠ.
ઊંટનાં અઢારે વાંકાં.
ઊંટના મોંને ઝાંખરાં.
ઊંટનાં શીંગડાં ગયાં ત્યાં.
ઊંટનું મોં માળવા ભણી.
ઊંટ મરે તો મારવાડ ભણી મુખ રાખે.
ઊંટને મ્હોવાસો ન આવે.
ઊંટે કર્યા ઢેકા તો માણસે કરચા કાઠડા.
ઊઠયા દેવ ને ન ગણ્યું ચોમાસું.
ઊતાવળિયો સાતવાર પાછો ફરે.
ઊંદર ખોદે ને ભોરંગ ભોગવે.
ઊંદર બિલાડીનો મેળ.
ઊધારે હાથી બંધાય પણ રોકડે બકરી ન બંધાય.
ઊંધી ઇંટનો ચણનાર (કડીઓ.)
ઊભો સાંઠો સોમણ ભાર ઝીલે.
ઊલટી અલ્લા કોટે વળગી.
ઊલટો ચોર કોટવાળને દંડે.
ઊંહનું ઓસડ નહિ.
એક એકની ચોટલી મંતરે એવા છે.
એક ઘર તો ડાકણ પણ મૂકે.
એકડા વિના સો મીંડાં.
એક નન્યો સો દુઃખ હણે.
એકને માર પડે ને બીજો પેરઈઓ ગણે.
એક નારૂ તેના સો દારૂ.
એકનું ઓષડ બે.
એક પંથ દો કાજ.

એક પુણી પડી તેથી બાર ગામ ચંપાઇ મુઆં!
એક મીણમાં બે તરવારો ન સમાય.
એક રાંડ ને સો સાંઢ.
એક રામે લંકા લીધી તો આઠ રામ શું ન કરે.
એકે હજારાંને સોએ બચારાં.
એઠને બતાવીને ઉતાર જેવું થયું?
એઠું ખાય તે ચોપડચાને માટે.
એવાતણનો ઉધારો પણ રંડાપો તો રોકડો.
એવું એવું પણ સિંહનું બચ્ચું.
એવું શું સોનું પેહેરીએ કે કાન તૂટે.
એવો ગોકળીઓ ગાંડો નથી કે દીવાળીને દહાડે ઘેંશ શિરાવે.
ઓછા પાણીનો ઘડો છલકાય.
ઓરી આવ ને અડકીશ નહિ.
ઓળખીતો સિપાઇ હેડમાં પૂરે.
ઓશીકે સુવો કે પાંગતે સુવો, પણ પુંઠ વચ્ચેની વચ્ચે.
ઓબડ ગળ્યું ન હોય.
અંક વિના ડંક ન લાગે.
અંધારાની ખાધી ચૂપ.
અંધારી રાતે બોરસદ નાહું.
અંધારે ખાય પણ કોળિયો નાકમા ન જાય.
અંધેકીજોરૂ ને ખુદાકા રખવાળા.
અંધેકુ કોઇ દોરો બે રામ.
કઉતક વિના હસવું ન આવે.
કંકાશણીને કલેશ વહાલા ને પદ્મણીને હાર.
કચુકાને પીલ્યે તેલ ન નીકળે.
કન્યા જાણે કચકડો ને વર મોતીનો દાણો.

કડેકાણે ગુમડું ને સસરો વૈદ.
કડી લેતાં પાટણ પરવાર્યું.
કણેકમાં પાણી પડ્યું તે મિથ્યા ન થાય.
કંથેરમાં કોઈ હાથ ઘાલે નહિ.
કદહાડે કંકોડાં.
કપાળ પ્રમાણે ટીલું.
કપાળં ભૂપાળં.
કપાળનું ટીલું પુંડે ન થાય.
કપાળે કપાળે મતિ છે.
કપાળે કોડ હજો પણ પાડોશી મોઢ ન હજો.
કપાશીએ કોઠી ન ફાટે.
કપૂરનું વૈતરૂં અલેખે જાય નહિ.
કમજોર ને ઘુસ્સા બોત, માર ખાનેકી નિશાની.
કમાઉ દીકરો માબાપને વહાલો.
કર કરનારો જાય પણ કર ન જાય.
કરજ અને કન્યા કરગરે ન મળે.
કરણી ફકીરી તો કયા દિલગીરી.
કરણી પાર ઉતરણી.
કર્મ કઠણ ને કાયા સુંવાળી.
કર્મ કરે તે કોઇ ના કરે.
કર્મ કહેશે કોઠીમાં પેશ ને મન કહેશે માળવે જા.
કર્મને કાંઈ શરમ નથી.
કર્મ પ્રમાણે બુદ્ધિ ને જળ પ્રમાણે પોયણું.
કર્મે કજોડું તો બહાર વગોણું.
કર્મ વિના કોડી ન પાવે.
કર્મી ખાય ને રૂપની રૂવે.

કરવું ને મરવું બરાબર છે.
કરશે તેને કેહેશે.
કર્યાં કર્મ ભોગવવાં પડે.
કરે તે પામે.
કળથી થાય તેટલું બળથી ન થાય.
કલમ કડછી કે બરછી.
કલેડા વિના શ્રાધ રહે?
કસ્બે તરક ને બજારે બકાલ.
કહ્યું કે છાનોમાંનો આવજે તોકે ઊંટે બેશીને આવીશ.
કાંઈ છોકરો બોકરો કુંવારો છે કે શું?
કાંઇ ન ચાલે ત્યારે શાકનું હાંડલું અભડાવે.
કાંકણુ વેચીને શેઠાણી કેહેવરાવવું.
કાકા ખીચડી ખાઓ તોકે ગાંડમાં ઘાલો.
કાકી કણેક ને કેળાં એ ત્રણે ગુંઘાં ગુણુ દે.
કાકો પરણ્યો ને ફોઇ રાંડ્યાં.
કાકો ફીટી ભત્રિજો કોણુ થાય.
કાગડાનું બેસવું અને તાડનું પડવું.
કાગડો દઇથરું લેઇ ગયો.
કાગળની કોથળીમાં ખીલા ભરવા.
કાજળની કોટડીમાં બેસે તો ડાઘ વિરલાનેજ ન લાગે.
કાજી દૂબળા કેમ? તોકે સારા શહેરકી ફીકર.
કાજીની મારી હલાલ.
કાજીની કૂતરી મુઈ ત્યારે બધું ગામ, અને કાજી મુવા
 ત્યારે કોઈ નહિ.
કાજી વિના હલાલ ન થાય.
કાણાને કાણો કેહેવાય નહિ.

કાણું ઘોડું અને વળી કરડકણું.
કાણો કળશિયો ને રાંડ્યો સસરો (સરખાં).
કાત્યું પીંજ્યું ધૂળ મળ્યું.
કાનખજુરાનો એક પગ ભાગ્યો તોય શું ને આખો તોય શું.
કામ કર્યું તેણે કામણ કર્યું.
કાયા ત્યાં છાયા ને તે પોતાનો છાંયડો.
કયાં ઘોડું ને કયાં ગધેડું.
કયાં રાજાભોજ ને કયાં ગાંગો તેલી.
ક્યારે આવ્યા ક્યારે જશો.
કારણે કારજ નીપજે.
કાલ કોણે દીઠી છે.
કાલ કદી ન આવે.
કાળ જાય અને કહેવત રહે.
કાળ પડે ત્યારે કોદરા મોઘા ને તડ પડે ત્યારે રાંકાં મોઘાં.
કાળા એટલા ભૂતના સાળા?
કાલાની કચ ને બેહેરાનો ઝગડો (તે પૂરો ન થાય.)
કાળા માથાનું માનવી ચહાય તે કરે.
કાળી ચૌદશને આદિતવાર ફરી ફરીને ન આવે.
કાળી કુત્તી મરને વાલી ને બંદેકુ જશ આનેવાલા.
કાળું મોં ને કથીરના દાંત.
કાંસે કૂટે ધનાળું (ન કહેવાય.)
કાશીનું કરવત આડુંએ વેહેરે ને અવળુંએ વેહેરે.
કાહ્યો થઇને કુવામાં પડે.
કીડીને પાંખો આવી તે મરવાની નિશાની.
કીડીના મોહોમાં કાળંગડું.
કીડી સોનઈએ ચડી.

કોસીકા ઘર જલે ને કોસીકા પુત મરે, બંદા બેઠા તાપે.
કૂકડા છછ તોકે છછ.
કૂકડીનું મ્હો ઢેપલે.
કુડા કાન કોહોવાડા ને સચ્ચા બેલી રામ.
કૂતરાની દોસ્તી, રીઝયું તો મોં ચાટે ને ખીજ્યું તો બચકું ભરે.
કુત્તેકુ સોના લગાદે.
કૂતરાને કાન કીડા.
કૂતરી ભોટીલાંને ખાય.
કૂતરૂં ખેંચે ગામ ભણી ને શિઆળ ખેંચે સીમભણી.
કુંભારનો છોકરો કદી આખે હાંલે ન રાંધે.
કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.
કુંભારનો મીછાન દુકડો.
કુંભારનો નિમાડો નીવડે વખાણ્.
કૂવા કાંઠે લાંઘણું.
કૂવાની ઘટમાળ.
કૂવામાં હશે તો અવાડામાં આવશે.
કુંવારી કન્યાને સો વર ને સો ઘર.
કૂકડો હોય ત્યાંજ શું વહાણું વાય?
કેળ ફળે એકવાર ને વાઘણુ જણે પણ એક વાર.
કેહેતાબી દીવાના પણ સુનતાબી દીવાના?
કેહેબે લુંડી નવાબ તોકે નવાબ.
કોઇ ન પરણે તેને ખેતરપાળ પરણે.
કોઈની એબ ઉઘાડવી નહિ.
કોઈનું ભાગ્ય કાંઇ વેચી ખાધું નથી.
કોઈને રોટલો આપીએ પણ ઓટલો ન આપીએ.

કોઇ પોતાનો વાંસો ને વાંક દેખે નહિ.
કોગળે દવ ન ઓલાય.
કોઠીમાં ઘાલ્યા જીવે નહિ.
કોઠી હોય તો ઢાંકણાં ઘણાંય.
કોડિઆ જેટલું કપાળ ને વચ્ચે ભમરો.
કોડી હરામ ને બચકા હલાલ.
કોની માયે શેર સુંઠ ખાધી છે ?
કોની રાણી દેવડી ને કોના દાવલ પીર.
કોની લાડી કોનાં દેરાં ઝારશે.
ક્રોધનાં કડવાં ફળ.
કોલ્લાં કોલ્લાં પણ સાગનાં લાકડાં.
કોહોવાડાને હાથો મળ્યો.
ખપ તેની છોઇ નહિ.
ખરસાણીને કાંઈ ન થાય (વગર સંભાળે ઊછરે.)
ખરી વાતમાં ખાર નહિ કરવો.
ખરે બપોરે તારા દેખાડવા.
ખાઈને હલાલ કરવું પણ હરામ ન કરવું.
ખાઈ જાય દીવાળી ને કુટાઈ જાય સુપડું.
ખાખરાની ખિસકોલી તે દ્રાક્ષનો સ્વાદ શું જાણે.
ખાટી છાશ ઉકરડે નાંખવી પડે.
ખાડો ખોદ્યો હોય તો પૂરાય.
ખાડો ખોદે તે પડે.
ખાતર ઉપર દીવેલ.
ખાતાં પીતાં હરી મળે તો હમકું કહીઓ.
ખાતું ધન.
ખાતો ખાય ને ભરતો ભરે.

ખાદે ખાદ વધે.
ખાંયણિયામાં માથું ને ધમકારે બીહીવું.
ખાય તે ધાય.
ખાય તેનું ખોદે. (નીચ.)
ખાળે ડુચો દે ને બારણાં ઉઘાડાં મૂકે. (મુરખ.)
ખાવા ગોખરૂ ને માંહિ કાંટા.
ખાવું તેમ લવવું નહિ.
ખીચડી ભેગું ઢોકળું ચડે.
ખીંટી વાસ્તે મેહેલ પાડવો?
ખેડ ખાતર ને પાણી હોય તો ખેતી થાય.
ખેતર રાખે વાડને, તો વાડ રાખે ખેતરને.
ખેતી આવાદાન.
ખેતી ધણી સેતી.
ખેમને ખાવું ને કૂશળને ખાવું (કેમ બને.)
ખોદે તે પડે.
ગઇ વસ્તુનો શોક ન કરવો.
ગજ ભરે પણ તસુ ન ફાડે.
ગણુના ભાઈ દોષ.
ગણી ગણીને પગલાં મૂકવાં.
ગધેડા ઉપર અંબાડી ન શોભે.
ગધેડાનો વિવાહ ને પાડુએ રળિઆત.
ગધેડાને વળી બગઈ વળગી.
ગધેડાનું પૂછડું ઝાલ્યું તે મૂકેજ નહિ.
ગધેડી ફુલેકે ચડી.
ગધેડું ઉકરડો દેખીને ભુંકે.
ગધેડું ન્હવરાવ્યે ઘોડું ન થાય.

ગધેડે ગોવાયું.
ગધેડે બેશીને ઘેર ઉતરવું. (ઠીક નહિ.)
ગધેને ખાયા ખેત, નહિ પાપ કે પુણ્ય.
ગધે લીંડે પાપડ થાય તો અડદ મગનો ભાવ કોણ પૂછે.
ગયો અવસર આવે નહિ.
ગરજે ગધેડાને બાપ કહેવો પડે.
ગરજવાનની ગધેડી ને સિદ્ધપુરનું ભાડું.
ગાઈ ગાઈને મુવા ને વરનું નામ ધૂળ.
ગાજે તે વરસે નહિ ને વરસે તે ગાજે નહિ.
ગાજે તેનું વાજે.
ગાંઠનું ગોપીચંદન ખોયું.
ગાંડ દેખાડિયે પણ દાંત ન દેખાડિયે.
ગાંડ વિનાની ઘેડ.
ગાડરિયો પ્રવાહ ચાલ્યો એટલે ચાલ્યો.
ગાડા ઉપર ચઢીને ગ્રહણ જોયું હશે.
ગાંડાનાં ગામ જૂદાં ન વસે.
ગાંડાને જ્ઞાન આવ્યું.
ગાંડા સાથે જવું ને ગાંઠનું ખાવું.
ગાડા હેઠે કૂતરૂં તે કહે હુંજ ભાર ખેંચુંછું.
ગાંડી ગૂજરાત, આગે લાત, અને પીછે બાત.
ગાડીવાનને ગધેવાન, (બરાબર.)
ગાંડો ને વળી ભાંગ પીધી.
ગાફીલોકા માલ ઓ અક્કલ ખરદુકા ખોરાક.
ગામનું ગધેડું ન પીએ તે વાટનો વટેમારગુ પીએ.
ગામ રીતે દીવાળી.
ગામ વચ્ચે કુવો કોઈ ઊંડો કહે ને કોઈ ઉતળો કહે.

ગામ હોય ત્યાં ઢેડવાડો હોય.
ગાય દોઈને કૂતરી પાવી.
ગાયનું દૂધ તાડી તળે બેશીને પીયે તોકે તાડી પીયે છે;
ને તાડી ગાય તળે બેશીને પીયે તો કે દૂધ પીયે છે.
ગાયને સુખ તો ગર્ભને સુખ.
ગાય પછવાડી વાછડું.
ગૂમડું ફુટ્યું ને વૈદ વેરી.
ગુમાસ્તાને ખીંટીયે પોતિયું.
ગુરૂ કહે તે કરવું પણ ગુરૂ કરે તે ન કરવુ.
ગોકુલમાં કહાન.
ગોરિયામાં ગુણ હોય તો સાકળુસાયું ખાય.
ગોળના પાણીએ ન નવાય.
ગોળે વીંટી વાત.
ગોળાને મોઢે ગયણું બંધાય પણ ગામને મોઢે ન બંધાય.
ગોલો ગોલી લઢે ને ગધેડાના કાન અમળાય.
ગોલૈયામાં જમવું ને પાંચ પાટલા માંડવા.
ગંગા જમનાનાં પાણી પીવાનાં ને અંતરવેલનાં ડાભ પે-
ટામાં લેવા.
ઘંટીના સો ને ઘંટાનો એક.
ઘડા જેટલું માથું જજો પણ ચણા જેટલું નાક ન જશો.
ઘડી ગઇ તે સોનાની પણ આવરદામાંથી ઓછી થઈ.
ઘડિયા પીતળિયા વાગી રહ્યા.
ઘડિયે ઘુંટ ભરાય.
ઘણા ઘરનો પરોણો ભૂખે મરે.
ઘણાં છોકરાં હોય પણ ગોસાંઈને ન અપાય.
ઘણા સાથે વેર ન કરવું.

ઘણી ભૂખ હોય પણ એ હાથે ન ખવાય.
ઘણું તાણે તે તૂટવાને.
ઘણું થાય તે થોડાને માટે.
ઘરડા એટલા શું ગાંડા?
ઘરડા ગાડાં વાળે.
ઘરડા થાય એટલે ગતિ જાય.
ઘરડી ગાય ને કોટે ડેહેરો.
ઘરડી ઘોડી ને લાલ લગામ.
ઘર છોડયું ને દુઃખ વિસર્યું.
ઘરધણી કહેશે મારે ખપ નહિ, ને પાડોશી કહેશે મારે શિર સટ્ટે.
ઘરના ઉઠયા વનમાં ગયા, ને વનમાં લાગી લાહ્ય.
ઘરનાં છોકરાં ઘંટો ચાટે ને પાડોશીને આટો.
ઘર બાળીને તીર્થ કરવું? (કોણે કહ્યું છે.)
ઘર પ્રમાણે બારસાખ.
ઘઊં ખેતમાં, બેટા પેટમાં, ને બીબીકે ઘર બીહા.
ઘઊંના ઘેબર થાય ને માંડાએ થાય.
ઘાંચીનો બળદ ઠામનો ઠામ.
ઘી ક્યાં ઢળ્યું તોકે ખીચડીમાં.
ઘી ગયું પણ કાંઇ ઘીનું માપ ગયુંછે?
ઘુસો ને પાણી હેઠાં જાય.
ઘેર આવે ત્યારે માલુમ પડે.
ઘેર ઘેર માટીના ચુલા.
ઘેર બેઠે મોતીએ ચોક પૂરે. (તે નકામો.)
ઘેસુમાં ઘી.
ઘોડા એટલા સ્વાંર.

ઘોડા ઘર આપણાં.
ઘોડી છુટી કે ઘોડો છુટયો.
ઘોડું કાણું ને કરડકણું.
ઘોડે ઘોડા દોડે ત્યારે કાનવાનો ફેર પડે.
ઘોડે બેશીને આવ્યો હોય તો ઘોડો લગીર બહાર બાંધ્ય.
ઘોડો ઘોડાને રૂપે દોડે.
ઘોડો ઘોડારમાં શોભે.
નગર વસંતા દેવતા ને ગામ વસંતા રાક્ષસા.
નઠોર નિશાળિયાને વતરણાં ઘણાં.
નદિયે નહાયે પુણ્ય હોયતો માછલાં નિત્ય નહાય છે.
નબળો માંટી રાંડ ઉપર શૂરો.
ન બોલ્યામાં નવ ગુણ.
ન મળ્યાનાં વેવલાં.
નમે સો ભારે.
નરકમાં ઢેખાળો નાખિયે તો ઉલટા આપણે છાંટે ભરાઈએ.
નરેણી તો નખ ઉતારે.
નરોવા કે કુંજરોવા.
નવ કોળાં ને તેર લાગા.
નવ ગજના નમસ્કાર.
નવરો બ્રાહ્મણ પાટલા પુજે.
નવરો બેઠો નખોદ વાળે.
નવરો વાણિયો કાટલાં સાંખે.
નવાજ પડતાં મશીદ કોટે વળગી.
નવાણું ઓસડ છે પણ સોમું ઓસડ નથી.
નવાણુંનો ધક્કો.
નવો નાણાવટી ને જુનો ગાંધી વખાણાય.

નહિ આડિયા નહિ ઉભિયા ને લ્યો બીબી ખાટ.
નાક ઉપર માંખ બેસે તો નાક કાપે.
નાક નીચું ને પેટ ઊંચું.
નાક વીંધાવા ગઇ ને કાન વીંધાવી આવી.
નાક કટ્ટા દેવ ને સયડો પુજારો.
નાક કટ્ટા તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા.
નાકા લીટી તાણી.
ન ખાય તેને ખાખા કરે ને ખાય તેને કોઇ આપેનહિ.
નાગરની કન્યા ઉઘાડી.
નાગાને કુલે બાવળિયો ઉગ્યો તો કે મને છાંયડો થયો.
નાગીનાચણના.
નાગું ન્હાવું ને એંઠું ખાવું, જૂઠું ગાવું.
નાગે કુલે ફતેખાં.
નાગો ઘુમે કે જાગો ઘુમે.
નાગો તે પાદશાહથી આઘો.
નાગો ન્હાય શું ને નીચોવે શું?
નાચવા જવું ને ઘુંઘટો તાણવો.
નાચનારીના પગ ન રહે ને ગાનારીની જીભ ન રહે.
નાચી ખુંદીને પગ સામું જોવું.
નાડે નરવો હોય તેને વૈદ શું કરે?
નાણું દેખી મુનિવર વખતે ચળે.
નાણું મૂકવા ઠેકાણું મળે પણ વાત કરવા ઠેકાણું ન મળે.
નાતનું નોતરૂં ને પરવનું પાણી (એમાં સપાકું શું?)
નાતરે જવું ને દહાડા શા ભાગવા?.
નાદારની દોસ્તી ને જીવકા જાન.
નામ ત્યારે ન્હાની વહુ ને ઊંચી જોઈએ તો તાડ જેવી.

નામ તેનો નાશ.
નાયક વિનાનું ટોળું.
નાવ ગાડા ઉપર ને ગાડું નાવ ઉપર.
નાની નાચણ ને મોટી છીનાળ.
નાનો નાનાનું કામ કરે ને મોટો મોટાનું કામ કરે.
નાનો નાનો પણ રાઇનો દાણો.
નાનું છોકરૂં કહે કે કૂલડીમાં હાથી ઘાલી આપો.
નાહો ધોઇને કોડ કોણ માગે.
નાહી ધોઈને હવે પાટ બેઠા.
નિંદા કરે તે નર્કમાં પડે ને અન્ન કેરી વાસના.
નેળનાં ગાડાં નેળમાં ન રહે.
નેવનાં પાણી મોભે ગયાં.
ચકલી નાનીં ને ફ્ઇડકો મોટો.
ચકલાં શાં ચુંથવાં.
ચડે તે પડે.
ચઢ ચુલા ખાઊ.
ચઢતી પડતી ચાલી જાયછે.
ચઢો બેટા સુળીયે ને લ્યો ખુદાકા નામ.
ચણા ખાઇને હાથ ચાટવા.
ચણા ખેતમાં, બેટા પેટમાં ને વસંત પંચમીકા બીહા.
ચણો પાણીમાં ઓગળી ગયોછે.
ચમડી તૂટે પણ દમડી ન છૂટે.
ચાકરને ઘેર ચૂકર ઘણા ને ચૂકરને ઘેર નફ્ર ઘણા.
ચાકરી વિના ભાખરી નહિ.
ચાડિયાની જીભે ને પાદશાહાને ખજાને.
ચાડિયો દેખે તેનું ઘર મારે.

ચામડિયા ગંધ ગઈ કે સહી.
ચાર દહાડાની ચાંદરણી ને રાતઅંધારી ઘોર.
ચાર દહાડા તો ઢેડના પગ પણ રાતા હોય.
ચાર મળ્યા એટલે ચોરનો ભય ટળ્યો.
ચાર મળે ચોટલા ત્યાં વળે એટલા.
ચાલતાનાં વધામણાં.
ચાલતા બળદને આર શી ઘોચવી.
ચાલે તેને હાડે વીસમે.
ચીભડામાંથી વરાળ નીકળે નહિ. (નીકળે તો નવાઇ.)
ચુંટી ખણ્યે વેર ન વળે.
ચુંથાયા બમણા.
ચુલા ઉપર કાંઇ ચડી બેસાય?
ચુલા ને પાણીઆરા વચ્ચે તો લેન લેવાય.
ચોરની જાત ચોર જાણે.
ચોરની મા સાખ પૂરે.
ચોરની મા કોઠીમાં મ્હો ઘાલીને રૂવે.
ચોરની માને ભાંડ પરણે.
ચોરની ગત ચોર જાણે.
ચોરનારની ચાર આંખો.
ચોરનો ધણી કોણ થાય.
ચોરનો ભાઇ ગંઠી છોડ.
ચોરીમાંથી દાંત કરડા. ( તો આગળ કેમ નભશે).
ચોરે નખોદ જાય નહિ.
ચંદરવો બાંધવા સર્વે આવે પણ છોડવા કોઈ ન આવે.
છઇઓ વાહાલો ભાઈઓ વાહાલો ઘોડે કોને મોકલું.
છઠની સાતમ ને સાતમની છઠ કોઈથી ન થાય.

છત છાની ન રહે.
છતે ઘીએ લુખું કોણ ખાય.
છતે બ્રાહ્મણે છોકરાના સમ કોણ ખાય.
છાણના કીડા છાણમાં મરે.
છાણે વીંછી ન ચડાવવો.
છાતીની મુકકી વિના કામ ન થાય.
છાશ બાકળા થઇ ગયા.
છાશ લેવા જવું ને દુણી પુંઠ પછાડી ઘાલવી ( ન બને. )
છાશવારે મંદવાડ.
છીંકતાં છીંડુ પડે.
છીંકતાં છોકરૂં જણે.
છીંકતાં દંડે. (એવો જુલમ.)
છીંડે ચડયો તે ચોર.
છીંપે છીનાળું કીધું ને ઘાંચીના બળદ કહાડયા.
છોકરાના ખેલ નહિ.
છોકરાથી કાંઈ છાશ પિવાય નહિ.
છોકરૂંને ગરાશિયું (બરાબર.)
છોકરો હોય તો વહુ આવે.
છોરૂ કછોરૂ થાય પણ માતા કમાતા ન થાય.
જગત જીતાયું નથી.
જગતમાં બે પ્રકારની નામના (સારી કે નરતી.)
જણ આવે ને જણનું કામ લેતું આવે.
જણે એટલા જીવે નહિ.
જણે તે જાણે વાઝણી શું જાણે.
જન્મ જરા ને મરણ સર્વને માથેછે.
જમને મારવો કાંઈ દૂર નથી.

જમાઈનું નામ સાંભળી સાસુ મશાણમાંથી બેઠી થઇછે.
જમ જમાઈ ને જાચક કોઈનાએ નહિ.
જમણવાર કે જમણધાડ.
જમણો હાથ મ્હો ભણી વળે.
જમને કાંઇ તેડું જોઇતું નથી.
જમવા આવજો ને હાંલ્લાં ફૂટી ગયાં.
જમાની તે જોડવાની.
જર જમીન અને જોરૂ એ ત્રણ ટંટાનાં ઘર.
જવાસા જેવું અદેખું કોઇ નહિ. (સૌ સુકાય ત્યારે તે લી-
લો થાય ને સૌ લીલું થાય ત્યારે તે સુકાય).
જવાસાને ખળે ગયું.
જશતો જાનગરો છે.
જવું મુંબઈ ને થાક્યા વટવેથી.
જાગતાની પાડી ને ઊંઘતાનો પાડો.
જાણીતું ઝેર ન ખવાય.
જાત ઉપર ભાત પડે.
જાતાં ધન દેખીયેતો આધા લીજે બાંટ.
જાન જોડું ને વગોણું.
જાનમાં કોઈ જાણે નહિ ને હું વરની ફોઇ.
જાને જવું ભુંઈ સુવું ને ભૂખે મરવું.
જા બીલ્લી કુત્તેકું માર્યે.
જ્યાં જાય ત્યાં કર્મ ચાર ડગલાં આગળનું આગળ.
જાય તો મોં કાળું, નહિતો હાથ કાળા.
જાય ઝાઝાનું કે વાંઝીઆનું.
જીતનાં વધામણાં.
જીભમાં ઝેર ને જીભમાં અમૃત.

જીવતા નર ભદ્રા પામે.
જીવવું જગતને વહાલું છે.
જીવવું થોડું ને મમતા ઘણી.
જીવ્યાથી જોયું ભલું.
જૂઠાનો આવરદા ચાર ઘડી.
જૂઠું ગાવું ને જડતું આણવું.
જૂઠું ગાવું ને હોળીનું ટાણું.
જૂઠો સાચાને વટલાવે.
જુ ભાગુ પેયણું કોણ કહાડે.
જૂઠાને ક્યાં પકડીએ.
જે ઘેર ન જવું તે ઘરનું નામ શુ.
જે ચૌદ જાણે તેને ચારવાળો શું શીખવે.
જે પાંચે પુંચે સબધો તેને શી ફીકર.
જે જેવો ને તે તેવો.
જેણે પલાળ્યું તે મુંડે.
જેણે પાશ્યા તે રંગે.
જેણે માંખ મારી તે માણસ મારે.
જેની આંખમાં કમળો હોય તે સર્વ ઠેકાણે પીળું દેખે.
જેને કોઈ ન પરણે તેને ખેતરપાળ પરણે.
જેનું મોં ન જોતાહોઈએ તેની વખતે પુંઠ જોવી પડે.
જે મ્હોડે પાન ચાવ્યાં તે મ્હોડે લાળા ન ચવાય.
જેવા રાજા તેવી પ્રજા.
જેવી શેઠની વધારણી તેવા બાઇના કોદરા.
જેવી દાનત તેવી બરકત.
જેવી વેળા તેવી રક્ષા.
જેવો અહાર તેવો ઓડકાર.

જોઇતું હતું ને વૈદે કર્યું.
જોગીને વહાલાં તુમડાં ને ભોગીને વહાલો ભોગ.
ઝાઝા ઘરનો પરોણો ભૂખે મરે.
ઝાઝાં ઝાંખરાંની વાડ પણ સારી.
ઝાંઝર વેચીને શેઠાણી કહેવરાવવું.
ઝાઝા બોયા ને ઉગ્યાં ઘાસ.
ઝાઝી કીડીયો સાપને તાણે.
ઝાઝી દીકરીએ કુળ હીણુ.
ઝાઝે લાકડે ઝાઝી આગ.
ટટ્ટુ મારે તેજી કંપે.
ટપ્પે મારયું કાચકું.
ઠાકોર ગયા ને ઠગ રહ્યા.
ઠાલી ઠકરાઇ શી.
ઠાલી ફૂજેતી શી.
ઠેંગે ફૂદાંણી.
ઠોકર વાગે ત્યારે સમજણ આવે.
ડાંગનો મારયો ઊંચું જુવે પણ ધાનનો મારયો ઊંચું જુવે નહિ.
ડાટચા ભૂલે પણ લખ્યા ન ભૂલે.
ડાભની અણી ઉપર પાણી કેટલીક વાર?
ડાહાડી પહેલી દીકરી આવી.
ડાહીના ઘેલા ને ઘેલીના ડાહ્યા.
ડાહી સાસરે ન જાય ને ઘેલીને શીખામણ દે.
ડાહ્યો દીકરો દેશાવર ભોગવે, ને ડાહી વહુ ચૂલામાં પેસે.
ડુંગર આગળ તરણું.
ડુંગરા દૂરથી રળિયામણા.
ડુંટી ઉપરના વાળ, નહિ તોડયામાં ને નહિ બોડયામાં.

ડોટીમાંનો હારે ને મુંઠીમાંનો જીતે.
ડોલને વરેડું કુવામાં પડયું.
ડોશીએ ડાટ વાળ્યો.
ડોશીના ઘરમાં વાઘ પેઠો.
ડોશી મરવાનો ભય નથી પણ જમ પેંધ્યાનો ભય છે.
ઢાંકણીમાં પાણી ઘાલીને બુડી મરચ.
ઢાલ હોયતો આડી ધરાય.
ઢેડની છોડીનો કોણ ધણી થાય.
ઢેડનો વિવાહ ધકકે પાડુએ.
ઢેડ મુવો ને આભડછેટ ટળી.
ઢેડવાડામાં તરક પેઠો.
ઢેડ વાણિયા ભાઈ ઢેડ વાણિયા.
ઢેપુ ભાગ્યે ધૂળ થાય.
ઢોરના ચાવ્યામાં કુચો પડે પણ માણસના ચાવ્યામાં કુચો ન પડે.
ઢોરનું છાણ પણ કામમાં આવેછે પણ માણસનું વચન સિવાય કાંઇ કામ આવતું નથી.
ઢોલ વાગ્યું ઢાંકયું નહિ રહે.
ઢોલ વાગે ત્યાં સર્વ જોવા મળે.
ત્રણ ખુણાની ટોપીનો વિશ્વાસ શો.
તમાસાનું તેડું નહિ ને અશકનું મૂલ નહિ.
તરકડી સતી થઈ.
તલ ખાધા ને પુંઠ ચોપડી ન થાય.
તલનું ઘરાક ઘાંચી.
તલમાંથી તેલ નીકળે એવું છે?
ત્રાગુ કરે ત્રેવડ ન રહે.

તાજખાનેકા દેવ.
ટાઢે પાણીયે ખસ જાય.
તાણ્યો વેલો થડ જાય.
તાંબાની તોલડી તેર વાનાં માગે.
તાલેવંતનો સાળો થાય પણ ગરીબનો બનેવી ન થાય.
તાલેવંતના તેજમાં ગરીબ મારયો જાય.
તાવને તેડવા કોણ જાય.
તારી મોઇ ને તારો દા.
તારો બાપ કેમ મૂઓ? તો કે ઊંચેથી પડીને ટપ મુવો.
ત્રીજને તેરશ એકઠાં ન મળે.
તુરથી હલકો માગણ.
તું મારા મ્હોમાં આંગળી ઘાલ ને હું તારી આંખમાં આં-
ગળી ઘાલું.
તેરા મ્હો કે તેરા સાંઇકા મ્હો?
તેલ જોવું, તેલની ધાર જોવી.
થડ વીના ડાળાં શાનાં હોય?
થાળી જાય તો કુલ્લામાં હાથ ઘાલવો.
થુંકે વડાં ન થાય.
થુંકનું આયપદ ને થુંકનો વરો.
થોડું રાંધ્ય ને મને ધરવ્ય.
થોડેસો ખાના ઓર બડેસો રહેનાં.
થોડે સો મીઠા.
થોથાનાં વડાં.
દગા કીસીકા સગા નહિ, ન માને તો કર દેખ.
દમડે ઊંટ પણ દમડો કયાં.
દયા ડાકણ છે.

દયા ધર્મનું મૂળ છે.
દરજીનું વેતરવું પણ મોચીનું ન વેતરવું.
દરજીનો દીકરો જ્યાં સુધી જીવે ત્યાં સુધી શીવે.
દરના કીડા દરને ફોલે.
દરની માટી દરમાં ને દરમાં.
દરવાન શરવણ ને ગધેવાન એ ત્રણે બેશરમાં.
દરિયા આગળ લૂણની ભેટ.
દરિયો કે દરબાર.
દરિયામાં ડૂબકી.
દળદર ગયું ને દાથરી આવી.
દળ્યાનું દળામણ.
દળી ઉઠી ને દલ્લી લૂટી.
દસ દેંગે દસ દીલાંગે ને દસકા દેણા ક્યા.
દસાડા દફતરમાં નહિ.
દાઝ્યા ઉપર ડામ.
દાઝ્યા ઉપર મીઠું છાંટયું.
દાંત આપ્યા છે તેને ચાવણું પરમેશ્વર આપશે.
દાતણ વેચ્યે દળદર ન જાય.
દાંત પેહેલા કે જીભ?
દાતારથી સોમ ભલો કે ઝટ લેઇને જવાબ દે.
દાનો દુશમન સારો પણ મુરખ મિત્ર ખોટો.
દીકરી દેઇ જમાઈનું સારૂં વાંચવું ને ધીરીને ઘરાકનું સા-
રૂં વાંચવું.
દીકરો એકને દેશાવર ઘણા.
દીઠાનું ઝેર.
દિયર ઉપર શું દીકરી જણી છે?

દીવા પછવાડી અંધારૂં.
દીવામાં દિવેલ હોય ત્યાં સુધી દીવો બળે.
દીવાળીનાં કોડિયાં.
દોલો દીલ સાક્ષી.
દિશાએ જવું થોડું ને પડપડાટ ઘણો.
દુઃખ વેઠે તે સુખને સારૂ.
દુઃખવિના સુખ નહિ.
દુખે પેટને કુટે માથું.
દૂઝણી ભેંશ ને રળાઉ દીકરો કોને ખોટા લાગે.
દૂધનું દૂધમાં ને પાણીનું પાણીમાં.
દૂધનો ઉભરો.
દૂધમાં સાકર ભળી પછી શું કેહેવું.
દૂધ પાઇને સાપ ઉછેરવો.
દુનિયા કોઇથી જીતાઇ નથી.
દુનિયા દેખે તેવું બોલે.
દુબળા ઢોરને બગાઈઓ ઘણી.
દુબળું ઢોર કુશકે રળિયાત.
દુશમનથી ડરતા રેહેવું.
દુશમન પણ દાનો હજો.
દુશમનથી દોસ્તી ને વહાલાથી વેર કદી ન કરવું.
દેખીતાં ઇંદ્રવર્ણાનાં ફળ પણ મહીં કડવાં ઝેર.
દેખીતું ઝેર પીવાય નહિ.
દે દાળમાં પાણી.
દેવ એવી પાત્રી.
દેવ ચકલીને બે પીંછિયો, એક નીકળી ગઈ એટલે બાંડી.
દેવતાના છોકરા કોયલા.

દેશ જાય પણ દેશાચાલ ન જાય.

દેશ તેવો વેશ.

દેશ મૂકીયે પણ દેશાચાલ ન મૂકીયે.

દેરાણી જેઠાણીના મગ ચડ્યા જાણ્યા નથી, શોક્યોના ચડ્યા જાણ્યા છે.

દૈવને કંઇ દયા ના હોય.

દોતી સુવે ને વલોવતી ઉઠે.

દોદોને ચોપડિયાં.

દોરંગી દુનિયા.

દોરી બળે પણ આમળો નમૂકે.

ધણી કહેશે મારે જોઇયે નહિ ને પાડોશી કહેશે મારે શીર સટ્ટે.

ધણી દૂઝે કે ઢોર દૂઝે?

ધણીની માનીતી ઢેઇડી બાર ગામ ઉજાડ કરે.

ધણી પોતેજ ચોર તેને રાજા શું કરે?

ધન તો ઢેડને ઘેર પણ હોય.

ધાન ધૂળને ઢગલે મળ્યું.

ધનપાળશા ગોડી ને નામ વખતશા શેઠ.

ધંધો કરચે ધાન મળે.

ધર્મના કામમાં ઢીલ શી.

ધર્મનાં કામ પાંગળાં.

ધર્મમાં ને કર્મમાં ભાગ નથી.

ધર્મરાજાનો ગોળ જેમ લૂટાય તેમ લૂટો.

ધમ ધોકા ને ચાપુ ચણા.

ધમ્યું સોનું વાયે ગયું.

ધર ઘડીને ધર દાહાડો

ધન્ય ઘડીને ધન્ય દહાડો.
ધાન વિના મરે કે સાન વિના મરે.
ધાના ત્યાં પાના નહિ, ને પાના ત્યાં ધાના નહિ.
ધિંગાની ધરતી ને વિદ્યાનું દાન.
ધુમાડાના બાચકા.
ધૂળ ઉપર લીંપણ.
ધૂળનો પણ ખપ પડે છે.
ધોબીનાં પાંચે પિયારાં.
ધોબીનો બળદ નહિ ઘરનો ને નહિ ઘાટનો.
ધોળે દહાડે ધોળકું લૂટાયું.
ધોળે લૂગડે ડાઘ બેસે.
પંખીનો મેળો.
પગનું માથે ને માથાનું પગે. (ન પહેરાય. )
પગતળે બળતું ને પારકી વાત કરવી.
પગે માછલાં મારે ને મ્હોડે રામ પોકારે.
પંચકી લકડી, એકકા બોજ.
પંચ ત્યાં પરમેશ્વર.
પંચ બોલ્યા ત્યાં પરમેશ્વર બોલ્યા.
પંચાતીયાનાં છોકરાં ભૂખે મરે.
પટોળે પડેલી ભાત ફાટે પણ ફીટે નહિ.
પડતે પડતી ને ચડતે ચડતી.
પડ્યું રોડું ને ચડ્યું ઘોડું (દીશી આવે નહિ. )
પત્થર ઉપર પોયણું ન ઉગે.
પત્થર ઉપરની જડ. (ઉખડી જતાં વાર નહિ.)
પત્થર ઉપર પાણી રેડો પણ તે પલળે નહિ.
પત્થર કરતાં ઈંટ કુમળી.

પત્થર તળે હાથ આવે તો કળે કળે નીકળે, બળ કરવા જઈએ તો ભાગી જાય.
પત્થરને બચકું ભરીએ તો સામા દાંત ભાગે.
પત્થર સાથે રતન પછાડવું.
પરણ્યા પેહેલી અધરણી.
પરણે તેને ગાય.
પરણ્યે પાનેતર નહિ ને અધરણીએ ચાર.
પરભારયું ને પોણાબાર.
પરમેશ્વરથી શું છાનું!
પરોણા પાસે સાપ ઝલાવવો.
પૃથ્વી સારી છે કે સર્વને હીંડવા દેછે.
પલાળ્યું એટલું મુંડવું જોઈએ.
પાકી કોઠીએ કાના ન ચોટે.
પાંખ પાદશાહની કપાય, પણ નેવ રાંડી રાંડનાં ન કપાય.
પાંચનો ગોવાળ ત્યારે પચીસનોએ ગોવાળ.
પાંચ વરસનું આદમી ને વીશ વરસનું લૂગડું.
પાંચે આંગળીઓ સરખી ના હોય.
પાંચે મિત્ર, પચીસે ઠાકોર, સોએ સગાં (ત્યાં સુધી બિગાડ. ન કરવો).
પાડાના પેટમાં દરદ ને પખાલ ઉપર ડામ.
પાડાની ઉતાવળે ભેંશ જણે?
પાડા પાડા લડે ને ઝાડવાનો ખો નીકળે.
પાડોશી ઉચળ્યે લાભ કે ઉજળે લાભ.
પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જાય.
પાણી પત્થર ને પાંદડાં એ ત્રણે બ્રાહ્મણને દેખીને ધ્રુજે.
પાણીનો પાનાર ને તરવારનો મારનાર ઉતાવળો જોઈએ.

પાણીમાંનો પરપોટો.
પાણીએ દીવો બળી ગયો.
પાણીથી પાતળું.
પાદશાહને ખજાને ને ચાડિયાની જીભે.
પાંદડાનો પણ પટંતરો સારો.
પાંદડું પહેરાય નહિ ને ધૂળ ખવાય નહિ.
પાન ખાધે કપુરનો વાસ ન આવે.
પાપનો ઘડો ભરાય એટલે ફુટે.
પાપનો બાપ લોભ.
પાપ હડકાયું ઢાંકયું ન રહે.
પાપે પેટ ભરાય.
પારકા કામ શીળા.
પારકાં છોકરાંને જોગી સૌ કરે.
પારકા પેટ ઉપર પાટુ.
પારકા બાપનો કાંઈ આડો.
પારકી પંચાત શી?
પારકી પીડા કોણ જાણે.
પારકે ઘેર પરોણા ને ધાઇ ધાઈને મળવું.
પારકે ઘેર પહોળા ને પોતાને ઘેર સાંકડા.
પારકે ભાણે મોટા લાડવા.
પરાણે પ્રીત ન થાય.
પાવો પાવાને પાપે જશે.
પાસે તે રગે.
પાશેરામાં પેહેલી પુણી.
પીઢર ઉપર પીટણી શી!
પીરની માનતા મુજાવર વધારે.

પીલુગાળે ચાંચ પાકી.
પૂછ મેરે અચેતકુ.
પુંઠના ખાય પણ સનમુખના ન ખાય.
પુંઠ પાદશાહની ને મોં વાઘનું.
પુત્રો નપુત્રી.
પેટ ઉઘાડીને કોઈ જોતું નથી.
પેટ ચોળીને સૂળ ઉભું કરવું.
પેટને પૂરૂં નહિ ને ઝોટંગશાને વડાં જોઇએ.
પેટને વાયદા ન થાય.
પેટનો બળ્યો ગામ બાળે.
પેટ ફાટ્યું ત્યાં પાટો ક્યાં બાંધે.
પેટ ભરચા સો ભંડાર ભરચા.
પેટમાં છોકરૂં ને નામ પાડો હીરા.
પેટમાં પૂમડું પાણી નહિ ને મારૂં નામ દરિયાખાં.
પેટ મૂકીને કોઈ આવે નહિ.
પેટે પાટા બાંધીને પણ દેવું પૂરૂં કરીશ.
પેટ સર્વને વળગ્યું છે.
પેટ કરાવે વેઠ.
પહેરાવો ઓઢાડો ને નામ પાડો ફૂમતાં.
પેહેલા પાણી ને પાછલા કાદવ.
પેહેલા પાડોશી ને વળતી સગા.
પેહેલું સુખ તે જાતે નરા.
પૈસા કાંઈ ઝાડે ઉતરે નહિ.
પૈસાના કાંઇ વેશ આવતા નથી.
પૈસાનો કોઇ પૂરો નહિ ને અક્કલનો અધુરો. નહિ.
પૈસે જીવતું હોતતો તાલેવંતનાં મરત નહિ, ને ગરીબને

ઓરીયો રહેત.
પૈસો જાય તેનો પ્રાણ જાય.
પૈસો તો વાઘને કુલે મદ.
પૈસો હોય તેનો છોકરો ઘૂઘરે રમે.
ફઇનું પલ્લુ માશીને ને માશીનું ફઈને.
ફત્તેના ડંકા.
ફરતાં કરતાં તરતાં ઘણાં.
ફાટામાં સૌ પગ ઘાલે.
ફુઅડનાં ઉઘાડે કોણ ને દે કોણ.
ફૂલ નહિ ને ફૂલની પાંખડી.
ફુલીબાનું ફૂમતું.
ફુલીમાનો ફાકડો ને ઓરમાન માનું હેત.
ફૂલે તે કરમાય.
ફુશિયાળા હજો પણ ઓશિયાળા ન હશો.
બગધ્યાન.
બડી ભેંશે પાડા જણ્યા.
બડે બાપકે પૂત.
બળતામાંથી બુકયું તે આપણા બાપનું.
બલાડીના પેટમાં ખીર ન ટકે.
બલાડીની તલપથી શીંકુ ન તૂટે.
બલાડીનું બચોળિયું સાત ઘેર ફરે.
બળિયાના બે ભાગ.
બળિયા સાથે બાથ ના ભરવી.
બહુ તાંતર બળિયું.
બહુ બોલ તે બાંઠો.
બાઇ બાઇ ઇસકે ઘેર. (શોમાલ.)

બાઈ તેરા ઘરકા દો વડા.
બાઈને કોઈ લેનાર નહિ ને ભાઈને કોઇ દેનાર નહિ.
બાડા ગામમાં બે બારશો.
બાંડા સાપને બે કોરનો માર.
બાપ કરતાં દીકરા વધે.
બાપડી કહે પણ કાપડી કોઈ ન શીવે.
બાપડી નાતરે જાય ને ધણી વળાવા જાય.
બાપ દેખાડ કે શ્રાધ સાર.
બાપની બૈયર પાણીપા, ને મા પાણી પા.
બાપનો કુવો હોય માટે ડુબી મરાય નહિ.
બાપ હજાર ચાળીસના બાવન ને દીકરા વ્યાજમાં ડુલ્યા.
બાઇડી નાતરે જાય ને ધણી વળાવા જાય.
બાર કોળાં ને તેરની રીત.
બાર બાઈડીએ બગલાનું જોર.
બારમણનું કાળંગડું ને તેરમણનું બી.
બાર વર્ષની કન્યા ને બે છોકરાની મા.
બારૈયાનું બારે વાટ.
બારી કહીને બારો મૂકવો.
બાળકથી શી બાકરી.?
બાવા ઉઠયા બગલમાં હાથ.
બાવા ચેલા બોતહુઆ તોકે માગ ખાઓ.
બાવાજી નમો નારણ તોકે તેરેજ ઘેર ઘામા.
બાવાજીને બગલમાં લંગોટી.
બાવળિયે બાથ ભરચે ચંદનની ગરજ ન સરે.
બ્રાહ્મણને મન ગાય, પણ આખલાને મન ગાય?
બ્રાહ્મણનું ખાધે જાય.

બ્રાહ્મણ ન વાર્યો તો કણેક વારી.
બ્રાહ્મણ ભીંત, ને નદી ઓરડો.
બૂડતાં શેવાળ પકડયે ન ઉગરે.
બુઠ્ઠા ઢોરને જુના કપડા.
બુઠ્ઠી ઘોડીને લાલ લગામ.
બુંદસે જાય તે હોજસે ન આવે.
બે ગોળીનો ચડવો.
બે ઘડીનો અંધાપો.
બેટા મોટા થાઓ પરણાવીયે છીયે.
બેટા હોય ત્યારે બાપ કેહેની?
બેઠાથી બજાર ભલા.
બેડા ઉપર બેડું તો પાણિયારી ને ભાર.
બે મળ્યા ત્યાં બાવીસનો ભો ટળ્યો.
બેસવાનું ડાળું ન કાપવું.
બેસવાનું જાણ્યું હતું પણ ઉચકવાનું થયું.
બેશ કેહેતાં સુઈ જાય.
બેશી ને સુવું.
બે હાથ વચ્ચે પેટ છે. (પેટ ભરાશે.)
બેહેન કહીને બેસારે ને વહુ કહીને ઉઠાડે.
બેહેરા આગળ શંખ ફુંકયો તોકે હાડકાં કરડેછે.
બેહેરો કેહે બૂમ પડી, આંધળો કેહે ઓ આવ્યા, નાગો કેહે મને લૂટી લેછે, ને પાંગળો કેહે મારા પગ ભાગ્યા.
બેહેરો બે વાર સમજે.
બોડે માથે બાવળિયો.
બોપાભાઇના રાજ્યમા બપોરે બણગું.
બોલનારાનાં બોર વેચાય.

બોલવું તેવું પાળવું.
બોલે તે બે ખાય, ને ના બોલે તે ત્રણ ખાય.
ભજે તેના ભગવાન.
ભણી ભણીને ઊંધા વળ્યા.
ભણે તેની વિદ્યા.
ભંભેરીને ભૂત કરવું.
ભરચા હાંલ્લાની ખરવાડ.
ભરચા ચરૂમાંથી એક દાણો ચાંપી જોવો, તે ઉપરથી પરીક્ષા.
ભરચો હશે તે કોઇ દિન ઠલવાશે. (એટલે વાવરશે.)
ભરતામાં ભરાય.
ભરૂંસાની ભેંશે પાડો જણ્યો.
ભરચો છલકાશે નહિ, અધૂરો છલકાશે.
ભલા ભલા કુંવારા ને ખોજાને બે બાઈડીઓ.
ભલાભલી પૃથ્વી.
ભલી ભેંશે પોદળો કર્યો.
ભલું થયું ને ભાગી જંજાળ.
ભસતા કુત્તા કાટે નહિ.
ભા અપશુકન બોલશો નહિ તો કે માણુકથંભ ઈહાંજ બળજો.
ભાગનો ગડદો.
ભાગ્યમાં હોય તો ઘેર બેઠાં આવે.
ભાગ્ય વિના નર કોડી ન પામે.
ભાગ્યશાળીને પગલે પગલે નિધાન.
ભાગ્યશાળીને ભૂત રળે.
ભાગી ધાડ ઢેડવાડે પડે.
ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ.
ભાંજગડિયાનાં છોકરાં ભૂખે મરે.

ભાભાજી નાતરૂં, તોકે તમારીજ સાથે.
ભાભાજી ભારમાં તો વહુજી લાજમાં.
ભાભી હસુ શું?
ભાંયરામાં નાગી થઈને નાચી તે પણ છાનું નથી રહ્યું.
ભાવી આગળ કોઈ ડાહ્યું નથી.
ભાવે એટલું ખાવું નહિ, ને આવડે એટલું લવવું નહિ.
ભીખનાં હાંલ્લાં શીંકે ન ચડે.
ભીખ માગતાં ન આવડતી હોયતો તમાકુ ખાતાં શીખો.
ભીખ તેને ભૂખ શી?
ભીખારી ભીખારી મેર મેરિયાં.
ભુંઇ પડ્યા બમણા.
ભૂખને ઊંઘ વાળીને લે.
ભૂખે મરવા કરતાં ભાલે મરવું સારૂં.
ભૂખે મરતો છોકરાં વેચે.
ભૂખી કૂતરી ભોટીલાં ખાય.
ભૂખે મરતો ચોરી શીખે.
ભૂખ્યો કેહેશે ધરાઈશ નહિ. ને ધરાયો કેહેશે ખાઈશ નહિ.
ભૂખ્યો બ્રાહ્મણ ને ધરાયો વાણિયો છેડવો નહિ.
ભુંડા ચોરને રૂડા શુકન ન મળે.
ભુંડા માણસનું કાળું મોં.
ભુંડામાં ભુંડી ભૂખ.
ભુંડી રાંડે બમણો વરો.
ભુંડી ભુંડાશ મૂકે નહિ.
ભૂત મુઉં ને પ્રેત જાગ્યું.
ભુલ્યો ધા એરણ ખમે.
ભે વિના પ્રીત નહિ.

ભેંશ કુદે તે ખાલાને બળે.
ભેંશ ભાગોળે ને ઘેર ઝઇડકા.
ભેંશો છોડી ખીલાનાં દાન.
મગ ગણે તે ધણી માંડા કેમ ભૂલે.
મગનું નામ મરી ન કહે.
મગ સાથે મરી.
મણના તૂટયા શેરે ન સંધાય.
મંતર કરતાં તંતર વધે.
મથુરાનો પેંડો ન્યારો.
મંછા ડાકણ ને શંકા ભૂત.
મન કહેશે માળવે જા ને કર્મ કહેશે કોઠીમાં પેશ.
મન તેવા સંસાર.
મન તો માંકડું છે.
મનની વાત મનમાં રહી જવાની.
મન વિના મહાલવું ને પગ વિના ચાલવું.
મનમાં પરણ્યા ને મનમાં રાંડયા (કોણે જાણ્યું).
મન મુંડ્યા વિના માથું મુંડ્યું શા કામનું.
મન હોયતો માળવે મળાય.
મની મની દૂધ પીશો તોકે સણસણીને રહીછું.
મરતા માંટીને બાપ કહે ન જીવે.
મરધા ચરંતિ માધવા.
મરદંગના મોં ઉપર આટો મૂકીએ તો તે પણ સારી બોલે.
મરતાને મારવો નહિ.
મરતો મોઢ શરમાળીને મારે.
મરનારને ઉચકનારની શી ફીકર.
મરે નહિ ને માંચો મૂકે પણ નહિ.

મલ્લાં મરે ને મશીદે દીવો થાય.
મળ્યાની મકર કુદિયો.
મશાણના લાડુમાં એળચીનો સ્વાદ ન હોય.
મા આગળ મોસાળ તોકે મા મારૂં પિયર.
માંકડને વળી મુછો આવી.
માંકડાને મોં ભર્યેથી કામ.
માંખણ આવે તેવું છે કે નથી.
માંખણ વલોવ્યું કે પાણી.
માગ્યાંતો મુકતાફળ મળે પણ ભીખને માથે ભઠ.
માગ્યા મેહ વરસ્યા.
માગીને ખાવું ને મશીદે સુવું.
માંચીમાંનો માંકણ.
માણસની ઓળમાં ન હોય તેને શું?
માણસને ઈશારત ને ગધેડાને ડફણાં.
માણસમાં લેવાય કે વગડે લેવાય.
માથા કરતાં મનોહર મ્હોટા.
માથું સોંપ્યું ત્યારે નાક કાનનો શો ઉધારો.
માથું વાઢોને બેસવા આપીયે તોકે ડગેછે.
માથે છેડો નાંખ્યો તેને શું કહેવું.
માથેથી ઉતરી સગા બાપને.
માથે પડી વસન દેવા.
માધુઓ મુવો ને ગોઠડી પરવારી.
માને ગુણ ગળી જાય.
માન્યા ત્યાં સુધી દેવ.
માનીતી ને વળી દીકરો જણ્યો.
માબાપનો વરો ને પાડોશીનું ઘર ફરી ફરીને આવે નહિ.

મા મને કોઠીમાંથી કાઢ.
મા મને મોજીઓ કહે.
માર ભાગ્યુ ભૂત પણ નાસે.
મારવો તો હસ્તી ને લૂટવો તો ભંડાર.
મારૂ મગ ઢીલો.
મારે તેનો હાથ ઝલાય પણ બોલે તેની જીભ ન ઝલાય.
માલ માલના ભુકા ને પઈશા પાણીમાં.
માળાના મણુકા સર્વે સરખા છે.
માયાના મુળગાએ ગયા.
માયાને ભય પણ કાયાને ભય નથી.
માંસ ખાય તે હાડકાં કોટે ન બાંધે.
મારે ન મુવા તો દીઠે શું મરશે.
માશીનું પલ્લુ ફૂઇને ને ફૂઇનું માશીને.
મારે ન હોય તો મારા પાડોશીને હજો.
મારૂં ગાયું ગાયરે બાઈ ગોરાદે.
મારૂનો મગ થૈ ડગ્યુ પણ મૈં ન ડગ્યુ.
મિયાં છોડે પણ બીબી કયું છોડે.
મિયાંની વાદે ચણા ન ચવાય.
મિયાંની ડાઢી બળે ને દાસીને અજવાળું થાય.
મિયાંની ભેંશને ડોબું કેમ કહેવાય.
મિયાંભાઈની બડી બડી વાતો.
મિયાં ચોરે પળી પળી ને બંદા ઉઠાવે કુપ્પા.
મિયાં મશિતમાંનાં કોડીઆં ચાટે ને બીબીને ફુલેલ.
મિયાં મરે ને મશીતે દીવા થાય.
મિયાં મુસા વા ને પાણી.
મિયાં થયા ઘોર જોગ ત્યારે બીબી થઇ ઘર જોગ.

મિણની પણ શોક ખોટી.
મિણનો પણ શેઠ.
મીઠા બોલા લોક ને કડવા બોલી મા.
મીઠામાં મીઠું શું? ઊંઘ કે ગરજ.
મીઠા ઝાડનું મૂળ ન કહાડવું.
મીઠું પણ તેલ.
મુઆ પેહેલી ઘોર ખોદવી.
મુઆં પાછાં ના આવે.
મુએ મોકાણ.
મુઇ પાદી તે લાભમાં.
મુઈ પાડીની મોટી આંખ્યો.
મુઈ ભેંશને ઘી ઘણું.
મુઇ માને ધાવવું તેમાં શો માલ.
મુગાની પારશી.
મુંઠીમાંનો જીતે ને દોટીમાંનો હારે.
મુધું ઘી પરણો જમે.
મૂળમાં માંટી નહિ અને સાસરે સંદેસો.
મૂળમાં મિયાં ગાંડા ને વળી ગાંજો પીધો.
મુળાના ચોરને મેચકાનો માર. ( નઘટે. )
મુળામાં મીઠું ને કેળામાં ખાંડ.
મુઆને મારવો.
મુઆ પેહેલી મોકાણ.
મુવાં મડદાં જીવે નહિ.
મૂર્ખનું મળવું ને માંકડાનું દળવું.
મૂર્ખ આગળ મુતરણી તોકે કોહોવાડાનો ઘા.
મેરીબી ચૂપ ને તેરીબી ચૂપ.

મેશના કે કોશના પડ્યા તે પડ્યા.
મેહેતા મારે નહિ ને ભણાવે નહિ.
મેસાણા ભાટ જમે કાલ.
મેં મારચા ને મેં જીવાડયા.
મોતીનાં પાણી ઉતરયાં તે ઉતર્યાં.
મોરના પગ પાતળા.
મોસાળ જમવું ને મા પીરસણે.
મોં ખાય ને આંખ લાજે.
મોંનો જૂદો ને પેટનો જૂદો.
મોટાના પગરખામાં કોણ પગ ઘાલી શકે.
મોટાની ગાંડમાં પેશીએ તો દબાઇ મરીએ.
મોટાનો મંદવાડ ને ગરીબનું છીનાળું.
મોઢું વાઘનું ને પૂછડું શીઆળનું.
મોતની જગો ખાલી છે.
મોંની વાટે કોળીયો જાય પણ નાકની વાટે ચણો ન જાય.
મોં જોઇને ટીલું થાય.
મોં એવો તમાચો.
મોં બાંધીને કંકોડી ન દળાય.
મંત્રથી તંત્ર વધે.
રણિયું પાછું જાય પણ શણિયું પાછું ના જાય.
રાંક ઉપર શી રીસ.
રાઈના પાડ રાતે વહી ગયા.
રાઈ ઉપર મરી ઠાંસ્યે ઘર ચાલે.
રાંક કરતાં લાંઠિયો સારો.
રણ વખત વાડમાંથી કાહાડીને મારવું.
રાંકને ઘેર રતન. (ન શોભે.)

રાંકને કેડે બેસાડીયે તો હગી ભરે.
રાંક રૂઠયો રસોઇ અભડાવે.
રાગ એટલો દ્વેશ ને દ્વેશ એટલો શોક.
રાજાને ઘેર છોકરો આવ્યો, રાજી તોએ રાજી ને ન રાજી તોએ રાજી.
રાજા દંડે તે સર્વ જાણે પણ ગ્રહ દંડે તે કોઈ ન જાણે.
રાજા કબજ ને મલક ટેંટે.
રાજા રાજ્ય અને પ્રજા સુખી.
રાજાની રાણીને ખોળ ખાધાનું મન થાય.
રાજાને બેસણે બેશીએ પણ કતવારીને બેસણે ન બેસીએ.
રાજ્ય કાજ મેલાં છે.
રાજ્યને અંતે નર્ક.
રાજા વડે રૈયત અને રૈયત વડે રાજા.
રાંડ ન ગાંડ કોઈની નહિ.
રાંડની બુદ્ધિ પાનીયે.
રાંડ મારો રોટલો ન ઘડતાં ભાગ્યો.
રાંડીને પગે માંડી પડી તોકે મારા જેવું થજો.
રાણાજીનાં અબારાં
રાણા મામા કરતાં કાણો મામો સારો.
રાણીને બોલાવીને ચોરે ચડીએ અને દાસીને બોલાવીને ખુણે પેશીએ.
રાણીનો સાળો કોણ થાય.
રાણીનાં ચીર ને ઘોબીનાં બળોતિયાં.
રાત થોડીને વેશ ઘણા.
રાતનો રાણો. (ચોર કે ઘુઅડ.)

રાંધ્યાને ફરીથી રંધાય નહિ.
રામને નામે પત્થર તરે.
રામનું બાણ પાછું ન ફરે.
રામનું શમણું ભરથને ફળ્યું.
રામ વનવાસ ગયા ત્યારે સીતાનું હરણ થયું.
રાહનાં પાણિ રાહે જાય.
રાભો ઊઠ્યા રાતમાં.
રેતમાં નાવ ન ચાલે.
રોતો જાય તે મુવાનો ખબર લાવે.
રોયેથી રાજ્ય ન મળે.
રોશે રૂવાળો ને કૂટશે પીંજારો.
રંગમાં અને પોતમાં બેમાં વાંક હોય.
રંગ્યા ત રંગ્યા ને પાસ્યા તે પાસ્યા.
લકડેકા લાડુ ખાયગાસો પસ્તાયગા ઓર નહિ ખાયગા
   સોબી પસ્તાયગા.
વઢવા બેઠાં ત્યારે કોઇ રાંડ કહે ને કોઇ છીનાળ કહે.
લવારવાડે સોય વેચવી.
લશ્કર ને ડોશી સાથેનાં સાથે.
લશ્કરમાં ડોશી પોઇશ.
લાખની બક્ષિસ ને કોડીનો હિસાબ.
લાખ મળનારે નથી ને લખેશરી થનારે નથી.
લાખા ફુલાણી.
લાખો વણઝારો.
લાગે લાકડાં ભગાય.
લાગ્યો તો તીર નીકર તક્કો.
લાડવા મળ્યા કે બ્રાહ્મણ રળિઆત.

લાડવા મળ્યા કે બ્રાહ્મણ રળિઆત.
લીધાં લાડ ને ખાધાં ખાસડાં.
લૂગડાં ફાડી ચીથરાં કર્યાં.
લેને ગઇ પૂત ને ખોઇ આવી ખસમ.
લેવાના દેવા થયા.
લેવાને લક્કડ ને દેવાને પત્થર.
લોકને ઘેર વિવાહ ત્યારે આસોપાલવને ઘેર મોકાણ.
લોભનો થોભ નહિ.
લોભીઆ વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે.
લોભે લક્ષણ જાય.
લોઢાનાં કમાડ વાએ ઉઘડયાં.
લોઢાનું ને ઘોડાનું મૂલ નહિ.
લો લાકડા સોનઈઆની મૂઠ, રૂપીઆ તારે ભામણે.
લંકાં લુટાણી ત્યારે ડોશી કહે મારી પુણીઓ જાય.
લંકાંની લાડી ને ઘોઘાનો વર.
લંકાંમાં સોનું ને હાથે પગે અડવા.
લંકાં લુટાણી ત્યારે અમથાભાઇ દોડયા.
લાંચ ભાડુ ને દક્ષણાનો ઉધારો નહિ.
લાંબી લેખણે ધનજીશા.
વૈદકમાં નેપાળો ને જોતિષમાં ધરણ.
વકરો વાંઝિયો ના હોય.
વકરી બાઈડી ધણીને ના ગણે.
વકર્યો ઊંદર કાળ થાય.
વખત વખતની છાંયડી.
વખતે મળે તે કેળાં.
વખાણી ખીચડી દાંતે વળગે.

વગુતી રાંડને અકર્મી છોકરાં.
વટલ્યો બ્રાહ્મણ ભયડાથી શું જાય?
વટલ્યું વટલાવે, ને આભડયું અભડાવે.
વડ નીચેના પુંવાડીઆ.
વડનું બી પંડે નાનું પણ ઝાડ મોટું.
વડીમાંનો ગણેશ.
વણઝારાની મા ટાંડા દેખે.
વણીને મૂકવું.
વનો વેરીને વશ કરે.
વર કન્યાનાં નામ મનમાં સર્વ જાણે.
વરને કોણે વખાણ્યો? તો કે વરની માયે.
વરને વાઈ આવે છે.
વરમાંથી ઘર પણ ઘરમાંથી વર નહિ.
વર વિના જાન.
વરસાદનાં લપસ્યાં ને રાજ્યનાં દંડયાં. (તેમાં ઓરઆબરૂ નહિ.)
વરો કરશે તેને ખારૂં ખાટું કેહેશે, નહિ કરે તેને શું કહેશે?
વળીની ગાંઠમાં એક, અને મોભની ગાંઠમાં સો.
વસ્તી ઉજડને ખાય.
વાયે વાદળ ઉતરી ગયું.
વાયે વંટોળ ઉતરી ગયો.
વાઘ જેટલી આળસ.
વાઘની બોડમાં હાથ ઘાલવો રમત નથી.
વાઘના દૂધ શિવાય સર્વે છે.
વાઘને બકરી એક આરે પાણી પીએ.

વાઘનું મોં લોહિયાળું.
વાટે જતાં વઢવાડ લે.
વાટે જતાં વિઘ્ન વળગ્યું.
વાડ તેવો વેલો.
વાડ રાખે ખેતરને, ને ખેતર રાખે વાડને.
વાડીનો વરઘોડો.
વાણુ તાકે તે વાણિયો.
વાણિયા ડાહી માના દીકરા.
વાણોતરનો વેચ્યો શેઠ વેચાય.
વાણિયા મૂછ નીચી તો નીચી.
વાણિયો રીઝયો તાળી આપે.
વાણિયાને રીઝવતાં, ને વાઘને ખીજવતાં વાર ન લાગે.
વાત કરતાં વાંઝણી વિયાઇ.
વાત ન કરીએ વાટે, ને વાત ન કરીએ રાતે.
વાતનો કરનાર વહેલે બેસે!
વાધર વાસ્તે ભેંશ મારવી. (મૂર્ખાઈનું કામ)
વાર તેની ધાડ.
વાર ભેગી બૂમ.
વારે વારે કૂતરૂં શેટલો લેઇ જશે?
વાર્યું ન કરે, તે હાર્યું કરે.
વાલ સોને ગધેડું મઢ્યું.
વાળી ઘડાવતાં વાર, પણ કાંઇ નાક વિંધાવતાં વાર?
વાવે તે લણે.
વાઢે તે વહે.
વાઢ્યું ગળું, ને ફીટયો સાસ.
વાહ્યા કે વટલ્યા. (જે બન્યું તે ખરૂં.)

વહાલામાં વહાલું પેટ.
વહાલામાં વટાળ શો.
વહાલામાં વિરોધ શો.
વાશીદામાં સાંએલું.
વાશીદું જેટલીવાર કહાડીએ, એટલીવાર પુંજો નીકળે.
વાસુદેવે વાસુદેવ મળવા મુશ્કેલ.
વાંસો ને વાંક, કોઇ દેખે નહિ.
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
વિદ્યા કોઈના બાપની નથી.
વિવાહનાં ગીત વિવાયે ગવાય.
વિવાહ માંડી જુઓ, ને ઘર ઉકેલી જુઓ.
વિવાહ સમાન હરખ નહિ, ને મુવા સમાન શોક નહિ.
વિવાહની વર્ષી.
વિંધ્યું તે મોતી.
વિસનગરના મગ. (કદિ ચડે નહિ.)
વેઠ આવી ઉપાડયે છૂટકો.
વેચ્યા ઘોડા દામ દે.
વેલે વંઠી તૂમડી.
વેપાર કરતાં હામ, દામ, ને ઠામ, જોઇએ.
વેપારે વધંતી લક્ષ્મી.
વેપારને શીર દેવાળું, ને નોકરીને શીર બરતર્ફી.
વહેતી ગંગામાં કોણ પગ મૂકે.
વહેલે વળગીને આવી નથી (પરણીને આવી છે.)
વહેવાઈ વિના વિવા.
વહેવારનો માર્યો કાચે તાંતણે બાંધ્યો આવે.
વહેલો તે પહેલો.

વેરીનો વિશ્વાસ ન કરવો.
વેર કરીને ઉંઘવું નહિ.
વેર વસાવીને સુખે સુવાય નહિ.
વેશ્યા ઘટાડે ને જોગી વધારે. (વરસ)
વેશ્યાનો ખાટલો સર્વે થુંકી ભરે.
વેળા તેવી રક્ષા.
વાંકા ચુંકા પણ ઘઉંના રોટલા.
વાંકાબોલાનો પાદશાહ.
વાંદરાને ગાલ ભર્યાથી કામ.
વાંદરાની ગાંડમાં સળો કરવી. ( તે કૂદે. )
વાંદરાની તાપણી.
વાંદરાને વળી નીસરણી આલી.
વાંધાનો વિજાપરો.
વ્યાજે કહાડી ઉછીતું આપવું (કોના ઘરનો ન્યાય.)
વ્યાજ ઘોડા છોડાવે.
શમણામાં રાજ્ય મળ્યું.
શત્રુ, ને રોગ, ઉગતા છેદવા.
શરાધની ખીર પાટલે વળગી આવે.
શરમાળીના વિચાર, ને ખાજલિયે કાણાં.
શુકનથી શબ્દ આગળો.
શૂળીનું વિઘ્ન સોયે ગયું.
શેઠની ફાંદે ફોલ્લી થઇ, ને પંપાળીને મોટી કરી.
શેઠની શીખામણ ઝાંપા સુધી.
શેઠ પંડે ઢસલા પણ કાટલાં કુડાં.
શેરડા તો જાણે નહિ, ને મારૂં નામ પગી.
શેરનું ઉમેરણું ચાંગળું.

શેરને માથે સવાશેર.
શેર મગદળના સાહેદી.
શેર ચોળા જ્યાં બાફવા લખ્યા હોય ત્યાં બફાય.
શેરી માંહેલો સિંહ. (કૂતરો.)
શેલડીનો સાંઠો પૂછડા સુધી ગળ્યો ના હોય.
શેલડી વળુદ્દો એરંડો પાણી પીએ.
શંકર રાખ, ને કુબેર ઘેસુ.
સઈઆરી સાસુ, ને ઉકરડે મોકાણુ.
સૌની રીત તે વહુની રીત.
સૌનાં ઘર ગારે લીંપ્યાં છે.
સૌ સૌના મનથી સવાશેર.
સકર્મીની જીભ અને અકર્મીના ટાંટીઆ.
સકર્મીના સો સાળા થાય પણ અકર્મીનો કોઈ બનેવી
ના થાય.
સગાળના સેહેલા, ને દકાળના પેહેલા.
સંઘરેલો સાપ પણ ખપમાં આવે.
સચ્ચા બેલી રામ.
સતી શાપ દે નહિ, ને શંખણીના લાગે નહિ.
સમજુ વેરી સારો, પણ મૂર્ખ ભાઈબંધ ખોટો.
સમજુ માણુસથી બલા દુર.
સ્મશાનમાં વૈરાગ સૌને આવે (પણ ત્યાંજ.)
સમજે નહિ, ને સરખો ભાગ માગે.
સમુદ્રમાં તરીને ખાબોચીયામાં ડૂબ્યો.
સમે વર્તે સાવધાન.
સરકાર દરબારના અવળા પગ.
સવઈયાની ડોશી, ને ઢબુઓ મુડામણુ.

સવામણની કોઠી ભરાય, પણ સવાશેરની કોઠી ન ભરાય.
સ્વાદ તે હાંલ્લી કરે, કે હાથ.
સર્વ પોતિયામાં નાગા હોય છે.
સર્વને કંકુનો ચાંલ્લો વહાલો હોય છે.
સર્વ નાનાથી મોટું થાયછે.
સર્વ પાલખીએ બેસનાર હોય, તો પછી ઊચકે કોણ?
સત્યનો અદ વસો પણ છે.
સાકરના હીરા, ગળ્યા તે ગળ્યા.
સાકરને કડવી કોણ કહે.
સાકર પાનાર તો ઘણા, પણ ઝેર પાનાર કોક.
સાચા બોલો માયે માર્યો.
સાડાત્રણ હાથનો સાથરો.
સાણંદનુ ચૂકશે ત્યારે ભેગું ગોધાવીનું પણ ચૂકશે.
સાત દીકરીએ બાપ વાંઝીઓ.
સાત સૈયાણીએ વેતર વંઠે.
સાતે વારે સોની, ત્રણે વારે કણસારો, એક વારે કોળી
ને વારે વારે વાણિઓ.
સાત વીસે સમજે, તે ખેડુત.
સાપનો કરડયો છછુંદરથી બીહે.
સાપ મરે નહિ ને લાઠી ભાગે નહિ.
સાપનો ભારો જાળવવો, ને કુંવારી કન્યા જાળવવી.
સાપ ગયા ને લીસોટા રહ્યા.
સાપે છછુંદર ગળ્યું (મૂકાયે નહિ ને ગળાયે નહિ.)
સામાનું મન ચોર તો આપણું મને ચોર.
સામો મળ્યો સવૈયાનું જાન કરે.
સાસ ત્યાં સુધી સોસ.

સાસરે જતાં છીનાળ કોણુ કહે.
સાસુને જમાઇ ઘણો વહાલો.
સાસુ ભાગે તે કલેડાં, ને વહુ ભાગે તે ઠીકરાં.
સાસુની શીખામણુ વહુને.
સાસુનાં જણ્યાં સર્વે સરખાં.
સીધી આંગળીએ કોઈ લોહી કહાડે નહિ.
શિરના કિડા શિરને ફોલે.
શિર સલામત, તો પઘડી બોતેરી.
શિર કાટ લ્યો પીછું મેં નાક કાટુંગા.
શું કાંઇ આંખને ઠેકાણે ભમર.
સૂખડ ઘસાય પણ ઓરશિયો ના ઘસાય.
સુકા ભેગું લીલું બળે.
સુખને ભાર.
સુખે સાંભરે સોની ને દુખે સાંભરે રામ.
સુડી વચ્ચે સોપારી.
સુતારનું મન બાવળીએ.
સુતારનો દીવો.
સુતો સાપ જગાડવો નહિ.
સુતો સિંહ જગાડવો નહિ.
સોંઘું મોંઘાને પદાવે.
સુંઠનો સ્વાદ ચાખ્યો નથી.
સો ઊંદર મારી, બિલાડી પાટ બેઠી.
સોક્યનાં કાંકણુ સાથે ઉતરે.
સોક્યનું રોવું, ને નેસ્તીનું સોવું.
સો કાયદે તોબા ન કરે (એટલે મેંઢો માણુસ.)
સો ગુલામે ઘર ઉજડ.

સો જજો, પણ સોનો પાળનાર ન જશો.
સોજો આવ્યો, તોકે જાડા થયા.
સોડય પ્રમાણે સાથરો.
સોનાની કટારી કેડે બંધાય, પણ પેટ ન મરાય.
સોનાની થાળીમાં લોઢાની મેખ.
સોનાને શામ લાગે નહિ.
સોનાના ચુડા વાળી દાતણવાળીનું ખાય.
સોનાની રતીનું મૂલ, પણ કર્મની રતિનું મૂલ નહિ.
સોનું તાવે તેમ ચોખ્ખું થાય.
સોનું, ને વળી સુગંધ.
સોનેકુ કુદકા લગાદે.
સોમણ સુંઠનું થશે, ત્યારે કાંકરી આદાનું એ થશે.
સોમણ તેલે અંધારૂં.
સોમું ઓષડ નથી.
સોમાં એક આવ્યો, તોકે નવાણું રહ્યા.
સોળ પંચાં બ્યાશી, ને બે મેલ્યા છૂટના એટલે એંશી રહ્યા.
સો વર્ષનો સુતાર, ને પાંચ વર્ષનો ઘરધણી (બરોબર.)
સો લુંડાએ ઘર ઉજડ.
સોબતે અસર ને તુખમે તાસીર.
હૈયું બાળ્યાથી હાથ બાળ્યા સારા.
હૈયામાં હાશ હાશ, ને મોઢે ના ના.
હૈયાની હોંશ હૈયામાં.
હૈયાનો હાર, ને કોટનાં માદળિયાં.
હૈયે હોય, તે હોઠે આવે.
હૈયું હાથ હશે, તો વૈદ જખ મારેછે.
હજામને હાથ આરસી આવી.

હજામની કોથળી મળી.
હજામત કરાવીને વાર પૂછવો.
હજામ સર્વે ગામનું મૂંડે, પણ હજામનું કોઈ ના મૂંડે.
હરકત ત્યાં બરકત.
હરખાને બદલે પરખો પરણ્યો.
હરમાન હડીઓ કહાડે છે, અને ભૂત ભૂસ્કા મારેછે.
હસ્તો હાળો, ને રોતી રાંડ (તેનો દહાડો કદી વળે નહિ.)
હસે, તેનું વસે.
હાડ હસે ને લોહી તપે.
હાડિયાને મન હસવું ને દેડકાનો જીવ જાય.
હાડિયો બેસે ત્યાં વિષ્ટા કરે.
હાડિયો દૈથરૂં લેઇ ગયો.
હાથ કાંકણુ ને અરીસો કાંઇ વેગળા નથી.
હાથ ચાટયે કાંઇ પેટ ન ભરાય.
હાથનાં કાંકણુ જોવામાં અરીસાનું શું કામ?
હાથનાં કર્યા હૈયે વાગ્યાં.
હાથ ભરે, પણુ તસુ ના ફાડે.
હાથ વેંતમાં આવ્યું છે.
હાથ હલાવ્યા વિના, કોળિયો મોંમાં ન જાય.
હાથી આગળ પુળો નાંખવો સેહેલ, પણુ કહાડી લેવો મૂસ્કેલ.
હાથી ખાય પણ ઘણું, ને હગે પણુ ઘણું.
હાથી દરબારે શોભે.
હાથીનું પૂછડું કયું, ને મોં કયું (મૂર્ખ ના સમજે.)
હાથીના પેટમાં હર્ડે.
હાથીના દંતુશળ બહાર નીકળ્યા તે નીકળ્યા.
હાથીભાઇ નીરખ્યા.

હાથી સરખા તણાઈ ગયા, તે ગાડરાનું કોણ ગજું.
હાથે બળતા આપેલા છે.
હાથેળીમાં વાળ હોય તો રૂપીઆ હોય.
હાર્યો તેનું મોં કાળું, ને જીત્યો તેના હાથ કાળા.
હાર્યો જુવારી બમણું રમે.
હાર્યો હાકેમ જામીન માગે.
હારે તે નાસે.
હારે તેને હરિ મળે, ને જીતે તેને જમ મળે.
હીરની ગાંઠ, ને તેલનું ટીપું.
હુંને પાણીએ ઘર ન બળે.
હેડમાં પગ ને મુછો મરડવી.
હેતના કુસ્કા સારા, પણ કમનની કમોદે ખોટી.
હોળીનું નાળીએર.
હોળીનું પર્વ સૌથી નાગું.
હોળી દીવાળી વચ્ચેનો વાયદો.
હોળીના ફાગ.

---

# પ્રકરણ બીજું.

અણદીઠાનું દીઠું, ને મારચ મહુડાંને મીઠું.
અમદાવાદસો અમદાવાદડી, બડા શેહેર કોચરબ પાલડી.
અતિશે નહિ બોલના ને અતિશે નહિ ચૂપ.
આથમ્યા પછી અસુર શો ને લુટયા પછી ભો શો.
આડી રાત, તેની શી વાત.
આપ સમાન બળ નહિ, ને મેઘ સમાન જળ નહિ.
આપ્યું વાણિયે ને ખાધું પ્રાણીએ.

આંબા ગાળો, અને પૈસા ટાળો.
આંબાની કાઠી, અને રાંધનારી નાઠી.
આંબે મોર ને કલાસે લેખાં, જાતે દહાડે કાંઈ ન દેખાં.
આભને અણી નહિ, અને વેશ્યાને ધણી નહિ.
આરતી ઉતારૂં ને મંગળ ગાઉં, તને આપું ત્યારે હું શું ખાઉં.
આવી ધાટડીએ, ને જાય ઠાઠડીએ.
ઊંઘ ન જુવે સાથરો, ને ભૂખ ન જુવે ખાખરો.
ઉઠ વહુ વિસામો ખા, હું કાતું તું દળવા જા.
ઉતર્યું ધાંટી, ને થયું માંટી.
એકી જાઉં, બેકી જાઉં, તક પડે તો નાસી જાઉં.
એક દહાડાની શોભા અને જન્મારાની ઓભા.
એકવાર ખત્તા, બેવાર ખત્તા, ને ત્રીજીવાર માદરબખત્તા.
એક લખ્યું ને સો વાર ભખ્યું.
ઓશિયાળી બિલાડી, ને ઊંદરની લાડી.
ઓડ ઉમરેઠના ઊંડા કુવા, દીકરી દે તેનાં માબાપ મુઆં.
ઓરમાન મા, ને માથાનો ઘા.
કણબીની મતી ફૂલે, ને ભણે ભણે ને ભૂલે.
કણબીનો કુઓ, એક મુવો ને બીજો ઉભો.
કણબી બગડ્યા કૈડવે, ને મણિધર બગડ્યા પૈડવે.
કથા સૂણીને ફૂટ્યા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
કર્મ વિનાનો ખેતી કરે, બળદ મરે કે સૂકવણું પડે.
કર્મમાં કોઠાં, તો કોનાં જૂએ ઓઠાં.
કરતા હોય તે કરો, ને છાશની દોણી ભરો.
કરીએ વરો, તો ઉતરે બરો.
કરેગાસો પાવેગા, ઓર બંદા રોટી ખાવેગા.
કાકા મામા ગાવાના, ને ઘરમાં હોય તો ખાવાના.

કાંત્યા તેનાં સૂત, ને ઘેલીને વળગ્યાં ભૂત.
કાળીચૌદશનાં આંજ્યાં, ને કોઇનાં ન જાય ગાંજ્યાં.
કાન તેને સાન, ને મીંડાં એટલાં ઈંડાં.
કીડી સંચે તેતર ખાય, પાપીનું ધન પરલે થાય.
કૂકડી માતી થાય, તેમ ગાંડ સંકોચાતી જાય.
કોટમાં માળા, ને પેટમાં લાળા.
કોઠાએ જાર, તો ડાહી નાર.
કોળી કચોરે નહિ, ને હરણ ફોલે નહિ.
ખરસલીનો તાપ, ને મા વિના બાપ.
ખાધું તેણે ખોયું, ને વાવર્યું તેણે વાવ્યું.
ખાધુ ધાન, તો ઉતર્યું માન.
ખાય તે ધાય.
ખાવાનાં ખોખાં, ને પેરવાનાં ચોખ્ખાં.
ખાવા પેરવા ખેરસલ્લા, ને ધીંગાણાં ખોહોતેરાં.
ગરથ તે ગાંઠે, વિદ્યા તે પાઠે, ને સ્ત્રી તે સાથે.
ગાજંતા મેહ વરસે નહિ, ને ભસંતા કુત્તા કાટે નહિ.
ગામમાં ઘર નહિ, ને સીમમાં ખેતર નહિ.
ઘરડા થાય, તેમ અક્કલ જાય.
ઘરમાં બોલે બોકડાં, તો બહાર બોલે છોકરાં.
ઘઊં શળ્યો ને વાણીયો ડળ્યો.
ઘેંશ છાશનું ખાણું ને બદામોનું નાણું (ટકે નહિ.)
ઘંટી પ્રમાણે ઓરણું ને જળ પ્રમાણે પોયણું.
ઘંટીમાં ઓરણું, ને ચૂલામાં ખોયણું.
ચૈતર ચઢે નહિ, ને વૈશાખ પડે નહિ.
ચૌટું ચંતામણ, પેઢી પ્રધાન.
ચઢે તે પડે.

ચલો મેરે ટટ્ટુવે, ને તીન કોસ બટ્ટુવે.
ચીન, ને પૈસા લીઆ છીન.
ચાકરને ઠાકર ઘણા, ને ઠાકરને ચાકર ઘણા.
ચાકરને ઘેર ચુકર ઘણા, ને શેઠને ઘેર વાણોતર ઘણા.
ચામડાનું નાણું, ને બળેલું છાણું.
ચાર મળે ચોટલા, ત્યાં વાળે ઓટલા.
ચોરની નજર બચકે, લાગ પડેતો લેઈને સટકે.
ચોરીનો માલ ચંડાળે જાય, ને પાપી હાથ ઘસંતા જાય.
છીનાળ રાંડ છમકતી ચાલે, ને ઘુંઘટડામાં ઘર ઘાલે.
જણ આવે, તે જણનું કામ લેતું આવે.
જમાઇનાં પોસ્યાં, ને વાડામાં ખોસ્યાં.
જમાઇ રહ્યા ભૂખ્યો, તો કોનો કુલો દુખ્યો.
જવાનીનું રળવું, ને કોગળીઆનું મરવું.
જાગે તે જીવે, ને ઉંઘે તે મરે.
જાયા તેના સૂત, ને ઘેલીને વળગ્યાં ભૂત.
જીભડી કરે આળ પંપાળ તો ખાસડાં ખાય કપાળ.
જીભા ઝેરી તો મૂલક વેરી.
જૂઠું બોલવું, ને જડતું લાવવું.
જુના કપડા બુઢ્ઢા ઢોર, ઇસકા પૈસા લે ગયા ચોર.
જે ધન ખાધું સાળે, તે ન વળે કેઇ કાળે.
જે જાય બંદર, તે લાવે સોના પંદર.
જેવો અહાર, તેવો ઓડકાર.
જેના મોમાં માંસ, તેનો શો વિશ્વાસ.
જેની વાર, તેની ધાડ.
જે જાણે કોક તે મૂકે પોક.
જેવો રાજા, તેવી પ્રજા.

જે ખાય રસાણુ, તે જાય મશાણુ.
જે ન કરે બાપ, તે કરે તાપ.
જે ન ખાય ગળ્યું તેનું જીવતર બળ્યું.
જે મોતસે ન ડરે, તે ચાહેસો કરે.
જેસા તેસા ભાવે નહિ, ને મન ગમતા આવે નહિ. (ભૂખે મરવાની નિશાનો).
જેનું કામ જેથી થાય, ને બીજો કરે તે માર્યો જાય.
જેને ન દુખે પેટ ને પાસુ, તેને આવે ખડખડ હાસું.
જેણે મૂકી લાજ, તેને નાનું સરખું રાજ.
જો આવી મળવા, તો બેસારી દળવા.
જો થાય જતી, તો ન જાય કર્મની રતિ.
જો વરસે આરદ્રા, તો બારે મેઘ પાધરા.
જો વરસે ઉત્તરા, તો ધાન્ય ન ખાય કૂતરા.
જો ગાજે ભડ, તો કુવાકાંઠે ખડ.
જોશીનાં રાંડત નહિ, ને વૈદ્યનાં મરત નહિ.
જ્યાં મળ્યું જંબા, ત્યાં મારો સંભા.
જ્યાં ચાવલકા દાણા, વહાં બંદેકા જાણા.
ઝાઝા મળ્યા, ને ખાવા ટળ્યા.
ટીલાં ટપકાં હાથના ચાળા, ધોતી પોતી છતના લાલા.
ટૂટેગા તો તાઈકા, ન ફુટેગા તો નાઈકા.
ઠારે તેવી ઠરજે, ન બાળે તેવી બળજે.
ડાહી બાઈને તેડાવો, ને ખીરમાં મીઠું રેડાવો.
ઢીલા મગને ખાખરા, ને રણછોડજીની જાતરા.
ત્રણ ટીખળ, ને હળ મેખળ.
ત્રવાડીના ત્રણસેં કુવા, તોય ત્રવાડી તરસેમુઆ.
તારૂં નામ, ને મારૂં કામ.

તેરા તેલ ગયા, ને મેરા ખેલ ગયા.
થાય એવા થઇએ, તો ગામ વચ્ચે રહીયે.
થેપી થેપી ભાણા, ને ચોર માથે છાણાં.
થોડું બોલે તો જીતી જાય, ને બહુ બોલે તો ગોદા ખાય.
દરજી જીવે, ત્યાં સુધી શીવે.
દલાલે દેવાળું નહિ, ને મશીદે ખાતર નહિ.
દાધારંગુ દવ બાળે, ને પાછલાનો ભવ બાળે.
દાન કરનારો દાન કરે, ને ભંડારીનું પેટ બળે.
દામ કરે કામ, ને લોંડી કરે સલામ.
દહાડીનું લાગ્યું, ને ભવનું ભાગ્યું.
દીવાળી તે સૌની, ને દસેરા તે વહુની.
દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય.
દીઠી વીજળી ઇશાની, રૂપિયાની વાંસળી વીસારી.
દીવાસો, તે સો પર્વનો માસો.
દોઢ છાણું ને ડોકલી ઘી, કૈડવા પરણે રાત્ય ને દી.
ધંધુકામાં ધાડ નહિ, ને ધોળકામાં વાડ નહિ.
ધણી ધણીયાણીની રાડ, ને જવાસાની વાડ.
ધણી જાગ્યો, એટલે ચોર ભાગ્યો.
ધણી ધણીયાણી રાજી, તો ક્યા કરે મીયાં કાજી.
ધણીને કેહેશે ધા, ને ચોરને કેહેશે નાશ.
ધર્મ કરે, તો ધન મળે.
ધાન્ય ધરપત, ને ઘી સંપત.
ધીમાનાં દેરાં, ને ઉતાવળાના પાળિયા.
ધૂળધાણી, ને વા પાણી.
ધોતી પોતી ખુંચી લે, પણ મને જીવતો જવાદે.
ન આવડે ઘેંશ, ને રાંધવા પેશ.

ન કરૂં વરો, ને મને શેઠ કરો.
નથુભાઈની જાનમાં, ને ખાવા પીવા કાનમાં.
નફ્ટ સસરો ને નિર્લજ વહુ, આવરે સસરા કહાણી કહું.
નવરા બેઠા કામ કરો, ને ખાટલો ઉકેલી વાણુ ભરો.
નવડે પાંચડે પંચાણું, ને તળે પડે તે કંચાણું.
નહિ કાને નહિ કોટે, ને વાલ સોનું હોઠે.
નાચે છે ડોશી ને ધ્રુજે છે ટાંગ, જોજોરે મારો પુતર ગાંગ.
નાણાવટ, ને દોશી હઠ.
નાનો દિયર લાડકો, ઘીનો ભર્યો વાડકો.
નાતરામાં ઘોળ નહિ, ખીચડીમાં ગોળ નહિ.
નામ દેજે મારૂં, ને નાક વઢાશે તારૂં.
નામ મોટાં, પણ દર્શન ખોટાં.
પગ પૈડાં ને વાંસો વહેલ, માથું બેશી જાયે ઘેર.
પટ્ટણ સો ડટ્ટણ.
પંથ પાયે, ને વેરી ધાયે.
પ્રભુ જેને રાખે, તેને કોણ ચાખે.
પરમેશ્વર હોય પાધરા, તો વેરી થાય આંધળા.
પાંચ મારૂં પંચાસ મારૂં, પણ એકે મુઠી ન ઝારૂં.
પાણી પીને ઘર પૂછવું, ને દીકરી દેઇને કળ પૂછવું.
પાનું ફરે, ને સોનું ખરે.
પારકી આશ, તે સદા નિરાશ.
પાલખી પોઇશ, વાગશે તો રોઇશ.
પાસે ન મળે કોડી, ને ભરી બજારમાં દોડી.
પેટ આગળ પેડુ, તો આગળ કોને તેડું.
પેટ કરાવે વેઠ.
પેટનું પેટ, ને પહોંચાડે દેઠ.

પેહેરવાનું થોડું, ને ચોરવા ઘણું.
પેહેલી મારે તે કદી ન હારે.
પૈસાની વહેલ, ને ઉલાળી મેલ.
પોથાં તે થોથાં, ને ડાચાં તે સાચાં.
ફરે તે ચરે, ને બાંધ્યો ભૂખે મરે.
ફૂળે કપાળ, તો શું કરે ભોપાળ.
ફૂલ ફટાકિયા ફાંટમાં છાણું, ઘેર આવ્યા કલેકુ કાણું.
ફૂલી બાઇની ફૂલ, ને છોકરાં ખાય ધૂળ.
ફાંસુની ફઇ, ને ફસકે મુઇ.
બધું ગામ ધોરે, ત્યારે ઘેલી ઘેંશ ઓરે.
બાઇનાં ફૂલ બાઇને, ને શોભા મારા ભાઈને.
બાપ એવા બેટા, ને વડ એવા ટેટા.
બાળા, તેને શા દકાળા.
બાવો બેઠો જપે, ને જે આવે તે ખપે.
બેઠાં બાઇ, ને કરો સગાઇ.
બો'ત ગઇ ને થોડી રહી.
બોલ્યું બહાર પડે ને રાંધ્યું વરે પડે.
ભણી ભણીને ભૂલે, ને બ્રાહ્મણની મત કુલે.
ભણે ગણે તે નામું લખે, ને ના ભણે તે દીવો ધરે.
ભણ્યો ભૂલે, ને તારો ડૂબે.
ભવાની માએ ભલું કર્યું, આંખ પ્રમાણે ફુલું ઘડયું.
ભલી મારી કૂતરી, તે નદીપાર ઉતરી.
ભાગ્યાના ભેરૂ, તે ગોપીચંદન ને ગેરૂ.
ભાગ્યશાળીને ભૂત રળે, ને અકર્મીને બૈયર મરે.
ભાણેજ ભાગ નહિ, જમાઈ લાગ નહિ.
ભૂખ મનાવે દુઃખ.

મઠને ખેતર માળો નહિ, ને કુંવારાને સાળો નહિ.
મન જાણે પાપ, ને મા જાણે બાપ.
મન હોય ચંગા, તો કથરોટમાં ગંગા.
મરી મીઠું ને રાઈ, તેના ઘડ્યા પિત્રાઇ.
મંડાય, ત્યાં છંડાય.
માગ્યામાંથી માગે, તેની ઝુંપડી લાગે.
મા જુએ આવતો, ને બાઇડી જુએ લાવતો.
માણસનું મેલું ને લાકડાનું પોલું (માલમ ન પડે.)
માણસમાં ચાડિયો, ને જનાવરમાં હાડિયો (તે બે સરખાં.)
મા તે માયો, ને બાપ ખાટલાનો પાયો.
મારૂં મારા બાપનું, ને તારૂં મારૂં સહિયારૂં.
માશી સાટે માસો, તેનો શો જાસો.
મિયાં થાય ઘોર જોગ, ત્યારે બીબી થાય ઘરજોગ.
મિયાં નુરા, ને લેખા પૂરા.
મૂકીએ ખસતું, તો આવે હસતું.
મુંડગે માથે જતી નહિ, ને આઘું ઓઢયે સતી નહિ.
મોટાને કાન, પણ નહિ સાન.
રખપત તો રાખપત.
રચે તે પચે..
રજનું ગજ.
રળે તે મળે.
રળ્યા, તોકે ઓળખીતા નથી મળ્યા.
રળિયા ગઢવી કયાં જઈશ, તોકે ચાલે તેને હાડે વીસમીશ.
રાજા મિત્ર નહિ, હગણી પવિત્ર નહિ.
રાત અંધારી તલ કાળા, લે વાણિયા તારા ને તારા.
રાત રાણી ને વહુ કાણી.

રામ ધણી, કે ગામ ધણી.
રામ જેને રાખે, તેને કોણ ચાખે.
રો'તો રાંધું, ને જાઓતો બાંધું,
રંગમાં ભંગ.
રાંકને સાંપડ્યો રૂવો, ખોદાવું વાવ્ય કે કુવો.
રાંડ ભાંડ ને ભેંસા, તે વિફ્રેતો કરીયે કેસા?
રાંડ મારો રોટલો, ને કરતાં ભાગ્યો (રોજ એનું એ)
રાંડી, ને ઘોડે પલાણ માંડી.
રાંડયા પછી રાંડ રળે, ને રાંધ્યા પછી બળતું બળે.
લગનમાં, વઘન.
લઢવાનું મન થાય, ત્યારે વાઘરી વાડે જાય.
લશ્કરકા ભેદ પાયા, કે આગુસે ગધ્ધા આયા.
લાજે વણસે કાજ.
લાડીનાં લગન, ને કરોડો વિઘ્ન.
લીજીએ એસા દીજીએ, પણ ધીકા બેપાર કીજીએ.
લેનેકુ લકકડ, ઓર દેનેકુ પત્થર.
વરવની હજો, પણ ધરવની ન હજો.
વરનારનું વરે, ને ધાંયજો ભાર લઈને ફરે.
વર રહ્યો વાશી, ને કન્યા ગઈ નાશી.
વર વરો કે કન્યા વરો, ગોરનું તરભાણું ભરો.
વાણિયા વાણ, ને લીંટી તાણ.
વાણિયો વરઘોડે, ને વહોરો રોડે.
વાણી, તે જાણી
વાતે પાપડ વાતે વડી, વાતે વહુ ગધેડે ચડી.
વાહાણના સાંધા, એટલા ભાઈના વાંધા.
વિદ્યામાં પૂરો નહિ, ને અકકલમાં અધુરો નહિ.

વિશ્વાસઘાતી, મહા પાપી.
વેવાઈ પ્રમાણે વિવા, ને ઘર પ્રમાણે દીવા.
સઉ ગયાં સગે વગે, બાઇ રહ્યાં ઉભે પગે.
સઉ સાથ, ને જગંનાથ.
સમાણુસ વળે વાતે, ને કમાણુસ વળે લાતે.
સાચી સગાઇ સાડુ, ને મળ્યા ચપણુમાં લાડુ.
સાચું બોલું તો મા મારી જાય, નીકર બાપ કુત્તા ખાય.
સાથરો ત્યારે સાંકડો શો, ને તરક માંટી ત્યારે રાંકડો શો.
સાસરે સંપ નહિ, ને પિયર જંપ નહિ.
સાસુ દમે સવેળા, તો વહુ દમે કવેળા.
સાસુ મારી ભોળી, દેખાડે નહિ દીવાળી કે હોળી.
સ્વામી નારણાય સેજે મળ્યા, ને ભગતને ભીખ માગતા કરચા.
શીયાળો ભોગીનો, ને ઉનાળો જોગીનો.
સ્રીચરિત્ર ને રોતાં બાળ, તેનો કોઈ પામે નહિ પાર.
શિયાળ તાણે સીમ ભણી, ને કૂતરૂં તાણે ગામ ભણી.
શીંગોડું શણુગારયું, પણ જંબા તેડું ન આવ્યું.
શહેર વસંતા દેવતા, ને ગામ વસંતા રાક્ષસા.
સોકા કિયા સાઠ, ને આધા ગયા નાઠ.
સોટી વાગે જેમ જેમ, ને વિદ્યા આવે તેમ તેમ.
સોપારી તે વાંકડી, ને બાઈડી તે રાંકડી.
સો ભખ્યું, ને એક લખ્યું (બરાબર.)
સંગાથને લીધે સાસરે ગઈ, ને વાંસ ઝાલીને ઉભી રહી.
સંપ ત્યાં જંપ.
સંપત હોય થોડી, તો રાખીએ ગાય કે ઘોડી.
હશે તેનું જશે, ને બાવા ભુટીંગ થશે.
હાથે તે સાથે, ને પુંઠે તે જૂઠે.

હાથમાં મુશળ, ને ખેમને કુશળ.
હાથમાં નહિ કોડી, ને ભર્યા બજારમાં દોડી.
હાથમાં દંડો બગલમાં મોઇ, ને હવેલી લેતાં ગૂજરાત ખોઈ.
હાલ જાય હવાલ જાય, પણ મિયાંના ખ્યાલ ન જાય.
હિંમત મરદા, તો મદદે ખુદા.
હુંશથી ગઈ નાતરે, ને સાલ્લો કાઢી પાથરે.
હોઠ સાજા, તો ઉત્તર ઝાઝા.
હોળનો છુટયો, ને હૈયાનો ફુટયો.

# પ્રકરણ ત્રીજું.

અક્કડ પૂછે ફક્કડને, તીનું બાત અડી;
ઘણ એરણને સાણસી, તીનમાં પહેલી કોણ ઘડી.
અટકમાળા ગટકમાળા, મોટા મણકાવાળી;
અડધી રાત્રે માર ખવરાવ્યો મેર મારી સાળી.
અશાડ શુદી પંચમી, જો ઝબુકે વીજ;
નદિનાળાં ભરાઈ જશે, રાખો બળદ ને બીજ.
અબી કેહેતાં દિન આઠ, સબી કેહેતાં દિન વીશ;
હોય કાલનો વાયદો તો જાણે જગદીશ.
આગળ બુદ્ધિ વાણિયો, પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધિ તરકડો, કે મુક્કી મારે ધમ.
આતમધ્યાની આગરા, જારે બીકાનેર;
રાગ દેશ ગૂજરાતમાં, નંદક જેશલમેર.
આભ ગાભ ને વર્ષાકાળ, સ્ત્રીચરિત્રને રોતાં બાળ;
એની પરીક્ષા જે કોઇ કરે, તેને ઘેર સહદેવ જોષી પાણી ભરે.
ઊંચા જોયો બળદિયો, નીચા જોઈ નાર;
એકલ શૂરો વાણિયો, એ ત્રણેનું મોં બાળ.

ઊજડ ખેડાં ફરી વસે, નિર્ધનિયા ધન હોય;
પણ ગયા ન જોબન બાવરા, ને મુવા ન જીવે કોય.
ઊંઘ સંદેસો મોકલે, જા બગાસા તું;
તારૂં કહ્યું નહિ માને તો ઢોળી નાખીશ હું.
ઊંનાળે ઉતેળિયા, શીઆળે સરલા;
ચોમાસે જાય કાળીવેજી, તે જીવે જેવલ્લા.
ઉઠ રતશી બગશી આવ્યા, ઢાલ ઢોલ ને કર સજાઈ;
જ્યાં પોહોડે મારા બગશીભાઇ.
એસાને મળ્યા તેસા, દુસરાને મળ્યા નાઇ;
એકને દેખાઈ આરશી, તો એક તતણી બજાઈ.
ઓળે ઓળે આંબલીઓ, ને સઇ બેઠો શીવે;
પૂછ તારા પરિયાંને કોઇ પાઘા વિના જીવે.
કણબી પછવાડે કરોડ, ને કણબી કોઇ પછવાડે નહિ;
પણ મૂળમાં મોટી ખોડ, કે ઊંહુંતું ઓપડ નહિ.
કડવા હોય લીંબડા, મીઠી હોય છાંય;
બંધવ હોય બોલકણા, તોયે પોતાની બાંહ્ય.
કુંથા ન કરીશ કાસીદું, તેથી ભુંડો ભાર;
સૌથી ભુંડું જાચવું, કે સોમ કેહેવો દાતાર.
કસબે તરક ન છેડીએ, ઉનાળે અંગાર;
વગડે જટ ન છેડીએ, બજારે બકાલ.
કાળા મોંના કૈડવા ને વરવા મોંની વહુ;
બારે વર્ષે વિવા આવ્યો, ત્યારે મોકણ માંડે સહુ.
કેશરી મુછ ને ભોરંગમણી, સોઢા શરણાંગત;
સતી નારી ને કરપી ધન, મુએ જશે પાંચ પરહથ.
ખોળામાં ખાવું, પણ ભૂખ વિના ભાવે નહિ;
ગળામાં ગાવું, પણ ઉલટ વિના આવે નહિ.

ગસ્ત ગસ્ત બે ફરે, ગસ્ત ઉપર ડાલ ન પાણી;
કાળા મ કર ચાળા, તારી વાત મેં જાણી.
ગોખલામાં ગોટી, મારી વાત મોટી;
આંબે આવશે મોર, વાત કહીશું પહોર.
ઘર ભાડે હાટ ભાડે, વાણોતર ને વ્યાજ;
શેઠ હીંડે મલપતા, તો દેવાળાની શી લાજ.
નવો નિશાળિયો નવ દહાડા, ઘણું કરેતો દશદહાડા;
અગીઆરમે દહાડે ઓરડો, ને બારમે દહાડેકોરડો.
ચંદર પડ્યો ચર માર્ગે, નિત્ય ઉઠીને કૂટે ચામ;
કહો ચંદન કેસી બની, ભાઇ પડ્યું નીચું કામ.
ચંદન રૂવે સાસે ભરયો, મારૂં સગું નહિ કોય;
જેસું રાખું બગલમાં, તેજ વેરી હોય.
ચંપા તુજમાં ત્રણ ગુણ, રૂપ રંગ ઓર બાસ;
એક તુજમાં અવગુણ ભયો, ભમર ન આવે પાસ.
ચરતાં ચરતાં દીઠો ડોળી, ખાતાં ખાતાં ગણી પોળી;
નીંદડીએતો આપ્યો હાર, ને મેલ રાજા ટીડાનો ખ્યાલ.
ચાંપી પહેરે મોજડી, ચાંપી લેવરાવે નખ;
ચાંપી પહેરે પાઘડી, એ ત્રણ અણ સરજ્યાં દુઃખ.
છાયાં એટલાં છાપરાં, ને નળીઆં એટલાં ઘર;
દાસ દુવારકો એમ કેહેછે, કે કુંવારા એટલા વર.
જાણ આગળ થઈએ અજાણ, તત્વ લઈએ તાણી;
તે થાય આગ, તો આપણે થઈએ પાણી.
જાયા ત્યારે નાયાહા, ને જઈશું ત્યારે નાહિશું;
દાસદુવારકો એમ કેહેછે, કે હાથ પગ ધોઈને ખાઈશું.
જીવંતા જશ નહિ, જશ વિના નહિ જીવંત,
જશ લેઈને જે ગયા, તે રવિ પેહેલા ઉગંત.

જે જાય જાવે, તે ફરી ન આવે;
ને આવેતો એનાપરિયાનાં પરિયાં ચાવે, એટલો માલ લાવે.
ડોશી બેઠી ખાય; ને ડોસો કાંઈ ન કમાય;
ડોસો મરી જાય, તો ઘરમાં મોકળું થાય.
તરે તરણું ને તૂમડું, તરે ગાય ને વહાણ;
તરે ભાગ્યશાળીનું પુણ્ય, પણ ન તરે પાપી કે પહાણ.
તાઢ તાઢ કરીયે નહિ, ને તાઢનાં મારયાં મરીયે નહિ;
તાઢ વાય સૌને, તાઢ ના વાય વહુને.
તીન બોલાયે તેર આએ, હુઇ રામકી બાની,
રામભગત એમ ભણે, કે દે દાળમેં પાણી.
તુલસી ઘૈર જકે ઘરે, હાથી મણભર ખાય;
ટૂકડા અન્નકે કારણે, સ્વાન ઘરોઘર જાય.
તેજાનામાં તમાકુ, ને વરણાગીમાં વાળ;
જવાનીમાં જુઓ, ને ભાઇબંધીમાં ગાળ.
દાદા દીઠે સુખ ઉપજે, ને સંભારે દુઃખ જાય;
જે જે શેરીએ દાદા સંચરે, તે શેરીમાં લીલાશ થાય.
દુઃખસે ડર મત મરદ જન, પડતીચડતી સદાય;
મગન કહે ધીરજ ધરો, શશી વિતક મન લાય.
ધુત્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ;
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણે અખજ.
ધોળકાની ધાણી, ને મલાવનું પાણી;
ધબ ધબ ધુવે, ને રોટલા વના રૂવે.
પંડિત સાથે ગોઠડી, મુજ મન ખરી સોહાય;
સેજેસુ બોલાવતાં, માણક આપી જાય.
પાપ કરંતાં વારીયે, ધરમ કરંતાં હા;
એ મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જા.

પ્રીત એસી કીજીએ, જેસા ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ.
પાવ પલકકી ખબર નહિ, કરલે કલકી આજ;
જીવ ઉપર જમડા ભમે, જેમ તેતર પર બાજ.
બળ કરતાં બુદ્ધિ આગળી, જો ઉપજે તતકાળ;
વાંદર સિંહ વગોવિયો, એકલડે શિઆળ.
બળ થોડું ને ગરજે ઘણું, રેહેછે ઠામ સરદ;
સૌથી કરડે ચોગણો, મચ્છર બડો મરદ.
બલ્લાં કુત્તાં ને બ્રાહ્મણાં, સાંઢાં ને સુતારાં;
આયપત થોડું ને વેર ઘણું, એ છઠ્ઠાં ચુનારાં.
બાર બોલાવણ બેસણું, બીડું ને બહુ માન;
જે ઘર પાંચ બબ્બા નહિ, તે ઘર જાણ મશાણ.
બુધે જાર બાજરી, ને બુધે નાર પાધરી;
બુધે ડોબું દોવા દે, ને બુધે છોકરૂં છાનું રહે.
બે પાંદડાંનું પતરાળું, ને એક પાંદડાનો દડીયો;
ગોદાવરીના સંત્રમાં રાંડી રાંડો લડીઓ.
બો'ત ગઈ ને થોડી રહી, થોડેમેં ઘટ જાય;
એક પલકકે કારણે બાજી કયું ગુમાય.
ભાટ ભવાયાનું લાકડું, તે અણ પેસારચું પેસે;
કોઈવાર ચોરે આવજો, તો ઘેર આવીને બેસે.
ભાણેજાં ને તાણેજાં, ને દેખતાં તે માગતાં;
ને ન આપે તો શાપતાં.
ભમે તે ભુખે ન મરે, રમે તે રળી ન ખાય;
ઊંઘેથી આયુષ્ય ન વધે, આળસથી દેવાદાર થાય.
ભરીયાકે ઘેર સૌકો ભરે, ને દુખીયાને દુઃખ આવી મળે;
રાંધ્યા પછી બળતું બળે, ને રાંડયા પછી દયણું દળે.

ભરીયાકું સૌકો ભરે, ઠાલાને કોઈ ન ભરંત;
મારો સાળો મોજીઓ, કે મને કાંઇ ન આપંત.
ભૂખ રાંડ ભુંડી, આંખ જાય ઊંડી;
પગ થાય પાણી, ને આંસુ આવે તાણી.
માંકડ મુંછો ને માંજરો, જેને હૈયે નવ હોય વાળ;
તેના શુકન જોઇને ચાલીએ, તો નિશ્ચે ખૂટે કાળ.
માળા તો મનકી ભલી, ઓર કાષ્ટકા ભારા;
જાણુ પુરૂષકી એક ધડી, મૂર્ખકા જન્મારા.
મારી સાસુ એવી ભોળી, શેરની કરે સાઠ પોળી;
આપે તેને અડધી પોળી, માગે તેને નાંખે ઢોળી.
મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પંડિતકી લાતો ભલી, જે લાતે ગુણ થાય.
મૂરખ સાથે ગોઠડી, પગ પગ હોય વિનાશ;
મૂરખને પ્રતિબોધતાં, મને સામો થયો સંતાપ.
મોટા જે બોલે તે છાજે, ઉપર ઢોલ ધજામણા વાજે;
નાનું બોલે તે વાયે જાય, તે ઉપર ગડદા પાટુ ખાય.
રાગ પાઘ ને પારખું, નાડીને વળી ન્યાય;
તરવું તંતરવું તસ્કરવું, એ આઠે આપકળાય.
રાગ વિનાનો આરડે, નિરધનીયો ફુલાય;
નબળો સબળાને ગુણ કરે, તે આટાલુણે જાય.
લખતાં લહીયો, ભણતાં છૈયો, વાંચતાં પંડિત હોય;
લડતાં શેઠિયા નીપજે તેનું કુળ ન પૂછે કોય.
લાડીએ લાડાને છેતર્યો, બે ફુલાંરે;
મૂળચંદભાઇ મૂળગું ન દેખે, અમે નથી ભૂલ્યાંરે.
લાડુ બાઇ લટકાળાં, ને હું કુટંબની ઘરડી;
ઘી ગોળની વાત ન જાણું, બેઠાં થુલી ભરડી.

વ્યાસ બોલ્યા વાણી, ને ખોબલે ખાધી ધાણી;
ઉપર પીધું પાણી, ને પેટ બાંધ્યું તાણી.
વૈદ વાળંદ ને વેશ્યા, એ ત્રણે રોકડીઆં;
જોષી ડોશી ને વટેમાર્ગુ એ ત્રણે ફોકટીઆં.
શ્રાવણનાંતો સરવડીયાં, ભાદરવાની રેલ;
આસો તારાં છોકરાં, નદીએ નહાવા મેલ.
સંભારીને નામું લખે, ને ઝાડ ચડીને ઉંઘે;
પારકાં છૈયાં રમાડે, તે ઊંટની ગાંડ સુંઘે.
સંઘ ચાલ્યો અડધી રાતે, ભા મોટું આનાથી સાથે;
ઘરને દીકરે કાંઈ ન લહ્યું, ધર્મ કરતાં વગોણું થયું.
સક્કર ઘોળે જૂઠકી, એસે મિત્ર હજાર,
ઝેર પીલાવે સાચકો, એ વિરલા સંસાર.
સભા સોહંતુ બોલીએ, જેમ રીઝંતો રાય;
વાંદરકેરાં પીસણાં, શીલા તણાઈ જાય.
શિયાળ બચ્ચાં સો જણે, તે સોએ બચારાં;
સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં.
હોળીની પડવે, ને અમાંસની બીજ;
અણ પૂછ્યું મૂહુર્ત, તેરશને ત્રીજ.

